ॐ तत्सवित्रे नमः ।

નૂતન વર્ષમાં ભાવસાર કોમને અમૂલ્ય ભેટ.

# જીવન–નૌકા.




ભાવ ભક્તિ શુદ્ધ કર્મની આપે મતિ સર્વને પ્રભુ સર્વદા !
વળી કાપે કષ્ટ તમામ તનનાં, માગું મુખેહું દિન સદા !
સાચા શુદ્ધ સ્નેહે ! સત્યહૃદયે ! હા જો ગુરૂ શિષ્ય સંવાદમાં !
રટણુ રટી ભીખાજી માગે દિલથી મંગળ નૂતન આ વર્ષમાં !

પ્રયોજક અને પ્રકાશક

આપનો જ્ઞાતિચરણારવિંદ કિંકર.

ભીખાજી ફકીરચંદ. હારમોનીયમ મેકર.

કાલબાદેવી રોડ મુંબઈ. ૨

સવત ૧૯૭૮.

॥ ॐ तत्सवित्रे नमः ॥

# ભાવસાર જ્ઞાતિને પાંચમા વર્ષની છઠ્ઠી ચેતના.

# જીવન-નૌકા.

જબ આયા તું જગતમેં, લોક હસે તું રોય !
અબ કરણી ઐસી કરો, ફેર હસે ન કોય !



સં. ૧૯૭૭.] [પ્રત ૧૦૦૦.

પ્રયોજક અને પ્રકાશકઃ-
જ્ઞાતિચરણારવિંદ કિંકર,
ભીખાજી ફકીરચંદ એન્જીનીયર.
કાલબાદેવી રોડ, મુંબઈ-૨.

અમૂલ્ય.

# છઠ્ઠી ચેતના.

ખીલ્યાં હૃદય પ્રેમનાં કિરણો,
અમારા દેશને માટે;
છુટ્યાં છે શાસ્ત્રનાં ઝરણો,
અમારી જ્ઞાતિને માટે.

ચિતારૂં દિવ્ય તેજોથી,
કરે પ્રકાશ આત્માનાં;
વદે વેદો શ્રુતિ સર્વે,
વધાવું પ્રેમ પુષ્પોમાં.

નથી સુરલોકની પરવા,
નથી કાંઇ મોક્ષની વાંચ્છા;
જીવીને સાધશું મેવા !
મરીને માગશું સેવા !

મુદ્રકઃ–
પ્રભાશંકર જયશંકર પાઠક,
પુરંદરે કંપની પ્રીંટીંગ પ્રેસ, ૩, ઠાકોરદ્વાર રોડ,
મુંબઇ–૪.



# પરિચય અર્પણ.



આ રત્ન! અમુલ્ય સોંપુંછું , સંભાળજો યત્ને તમે;
શુભ મ્હેલ નીતિ સત્યના, લો કાર્યમય તેને હવે.
પ્રિય દ્વૈતથી અદ્વૈતને, સાંધી ત્હમે લેજો સખે?
ધરી વિચાર સૂક્ષ્મ ને સદા, તારો અને તરજો ત્હમે.

વ્હાલા વાંચનાર! ત્હને ત્હારા ભવિષ્યની જરા પણ દરકાર ન હોય, ત્હારા સર્વભૌમ સ્વરૂપનાં ચિત્રો આલેખવાં ન હોય, ત્હારી જીવન મુસાફરીની કીંમત ન હોય, તો આ ભારત વાંચવાની તસ્દી લેતો ના? અને વાંચવા બે ઘડી ઉત્કંઠ થાય તો વિચાર કરી ત્હારા હૃદયભૌમ આત્માને પૂર જોમથી પોકારી આ સવાલ પૂછજે કે આ મનુષ્યત્વ સ્વતંત્ર સ્વેચ્છાકારી પુરૂષતન શું? જોજે એ જાગશે તો તને જરૂર ઉત્તર આપશે. કાન માંડજે! જાગૃત રહીને તે કહે તે ધૈર્યતાથી સાંભળજે! અને ફરી એક વખત વિચાર કરજે!

કસોટી સત્યની સ્હેજે? રહી હુશિયાર માયાથી?
મરે છે જે વડે દુનીયાં, જીવે છે યોગીયો તેથી!

સ્વપ્નવત્ સંસારનો ખેલ ખોટો છે! બાજીગરની રમત! ઇંદ્રજાળનો તમાસો! નાટકનો ખેલ! નવ વાગે શરૂ અને બે વાગે ખલાસ! પક્ષીઓનું ટોળું! સાંજે ભેગાં ને સવારે જુદાં! આજે ખાધું ને કાલે ભુખ્યાં! ઉંઘમાંથી ઉઠો! હુશિયાર થાઓ! ખબરદાર રહેજો કે દરેક ઘડીએ અને દરેક પળે અધર્મના પવનમાં

મોટા વિચારવંત ધર્મનિષ્ટ મનુષ્યોને પણ અંધકારના ગોથે ચડાવી પતન કરી દે છે. સંભાળજો ! સંભાળજો ! એવા અથડાતા અંધકારના જ્યાં પોબાર ! ત્યાં મનુષ્યના શા ભાર છે? ખરેખર કુદરત ! કુદરત ! ત્હારી કર્મભૂમિની અકળિત લીલાની કેવી ગતિ ? અહા ! એ ગતિ ઉપર આ પામર યોજક એકવાર નહિ પણ અનેકવાર કુર્બાન કુર્બાન છે !

ચેત ! તું ચેતન જરા, જીવી જગે હુશિયાર થા;
શા માટ છે જન્મ અહીં? તે માટ તું તૈયાર થા.

સારત્વ બંધુઓ ! આ ગુરૂ-શિષ્યના સંવાદની પ્રસ્તાવના તે વળી શું ? ખરેખર એવા શાસ્ત્રવિધ ગૂઢ વિષયોમાં હું કાંઇ સંપૂર્ણ જ્ઞાન ધરાવતો નથી, તેમ હું કાંઇ ગુરૂ કે પંડિત થવા ઇચ્છતો નથી. આ તો મારી જીવન મુસાફરીમાંથી મેળવેલી અમોઘ પ્રસાદી છે. એ પ્રસાદીનો યત્કિંચિત્ લાભ મ્હારા જ્ઞાતિ બંધુઓને આપતો આવ્યો છું અને આપવો, એવી ઇચ્છાથી આ પ્રસાદીમાં બ્હેકી રહેલી અનેક શાસ્ત્રવિધ સુગંધીઓથી ભરપૂર પુષ્પનો થાળ આપના હસ્તમાં ધરતાં પ્રસ્તાવ રૂપે કાંઇ પણ ચિતારવાની જરૂર નથી. કારણ આ નમુનો પોતેજ પોતાના ગુરૂ-શિષ્યના સંવાદ રૂપે વાંચકવર્ગના હૃદયને જાગૃત રાખી ચેતન રસનો રેલાવ કરવા ઇચ્છિતો આ ભાગ્યહીન અલ્પમતિ તન્મસ્તકે ઉભો રહેલો દીન બાળ અતૂલ અંધકારમાં રહી ગયો હશે, તે માટે મ્હારી અજ્ઞાનતાને સંભાળવાનું બળ આપ સર્વ વ્હાલા બંધુઓને સોંપું છું; તો તે હંસ રૂપે ક્ષીરત્વને સ્વીકારી-ક્ષમાદૃષ્ટિ-નિવારી-વિચારી-સુધારી આ રંકહૃદયની નીકળતી વાર્ષિક ભેટોમાંથી કાંઇ પણ મેળવવા ભાગ્ગશાળી થશો? એવી અંતિમ આશા રાખું છું ! પ્રભુ સર્વનું ભદ્ર કરો !

ઉજડ ખેડ ફરી વસે, નિર્ધનીયા ધન હોય;
ગયો વખત ફરી નવ મળે, મુઆ ન આવે કોઇ.

સ્વપ્રકાશ સૂર્યનું તેજ નિહાળવા સામાન્ય દીપકના પ્રકાશની જરૂર છે એમ કોણ કહી શકે? તેમજ મારા પૂજ્યપાદ ગુરૂશ્રી પ્રસિદ્ધ વક્તા શ્રી **સ્વામી** વિદ્યાનંદ યોગેન્દ્રના અમીઝરાનું વાણી દ્વારા વર્ણન મારાથી ચિતારી શકાય તેમ નથી. છતાં એવા ગૂઢ વિષયો લખી આપ સમક્ષ રજુ કરવા હું જે કાંઇ સદ્‌ભાગી થયો છું તે માટે પ્રથમ મારા હૃદયાત્મિક બંધુ રા. મોહનલાલ વિઠ્ઠલદાસ કવિની પૂર્ણ કૃપાનો આભારી છું. અને જેઓશ્રીએ જ્ઞાતિભક્તિ તરફ લક્ષ્ય આપી મ્હારા તરફથી નીકળતી ભેટોને સુરત, વલસાડ, ગણદેવી અને અન્ય ગામે જ્ઞાતિમાં વહેંચણી કરી છે તેઓશ્રીઓનો હું અત્યંત આભારી છું. આભારી તો શું પણ લાખો ધન્યવાદ આપી અત્રે વિરમું છું.

—:*:—

## મ્હારી સંધ્યા.

નમું હું! પૂજ્યને પહેલા? નમું શ્રીપંચને ભેળા?
નમું હું! જગ્તપાલકને? નમું હું! જ્ઞાનિજન વ્હાલા.
ચિતારૂં જીવનનાં ચિત્રો. વધાવું જગ્તનાં પાત્રો;
થતી જો હોય કંઈ ભૂલો. માગું હું માફી સહુ મિત્રો.

જ્ઞાતિ એજ મારી માતા છે! મારૂં જીવન એજ જ્ઞાતિ છે! મારો ધર્મ જ્ઞાતિસેવા છે. તે માતાને મારા સાષ્ટાંગ નમસ્કાર હો! મારી જ્ઞાતિ મારા માટેજ છે. મારો દેહ મારી જ્ઞાતિ માટેજ છે. જ્ઞાતિના સઘળા પુત્રો મારા બંધુઓ છે. મારૂં નામ જ્ઞાતિપુત્ર છે. જ્ઞાતિના સુખમાં મારૂં સુખ છે. જ્ઞાતિના દુઃખમાં મારૂં દુઃખ છે. હું જ્ઞાતિનું અંગ છું! જ્ઞાતિના મોક્ષમાં મારો મોક્ષ છે! જ્ઞાતિની અધોગતિ એજ મારી અધોગતિ છે. જ્ઞાતિનો અન્યાય એ મારો

અન્યાય છે. મારૂં સર્વસ્વ જ્ઞાતિ છે. એ જ્ઞાતિ પર મારો હક્ક છે! હે વિશ્વેશ્વર! મારી જ્ઞાતિનું ભદ્ર કરો! મારી જ્ઞાતિની વૃદ્ધિ કરો!

જીવતો રહે નર જગતમાં, પિંડ પોતીકાનો પાળતાં;
જીવ્યા કરતાં મરવું ગમે, જે દુનીયાં બધીને તારતાં.

મ્હારી પંચ એ મારો પિતા છે! એ પંચજ મારૂં સર્વસ્વ છે! મ્હારી અધોગતિના સંહારક પિતા પંચ છે. મને શુભ માર્ગે લઇ જનાર મ્હારા ન્યાયી કરૂણાનિધાન જ્ઞાતા છે. એ જ્ઞાતાનો મ્હારા જીવન પર સઘળો હક્ક છે. મ્હારી બુદ્ધિનો શુભેચ્છક દાતા છે. એ દાતા ઉપર મ્હારી ફુલવાડીના ક્યારાઓનો સઘળો આધાર છે. મ્હારો આત્મા પંચ છે. પંચ એ મ્હારો પાલક પ્રભુ છે. એ પ્રભુ દુરાચારમાંથી સદાચારમાં લાવનાર ધર્મધુરંધર મારો સારથી છે. હે કૃપાનિધાન! મ્હારી જ્ઞાતિના સર્વ જનોનું શ્રેય કરો! મારૂં હૃદય હરવખતે જ્ઞાતિ પ્રત્યે પ્રેમાળ થાઓ! મારૂં સર્વસ્વ જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં વપરાઓ! મારી આંખો જ્ઞાતિનું ઉજ્વળ ભવિષ્ય જુઓ! બસ મને એમાંજ સદા આનંદ આપો! ક્ષમા ૐ હરિનમ:






# પાંચમા વર્ષનું છઠ્ઠું મંગળ.

અમારી જ્ઞાતિમાં સઘળે
પ્રભુજી સ્થાપજો–મંગળ!

"નીતિ વિદૂરની" હૃદયે
અમારા છાપજો–મંગળ!

"ગુરૂનો મંત્ર" સૂણીને
હૃદયમાં ધારજો–મંગળ!

કરીને જ્ઞાનની વૃદ્ધિ
"શુભાચાર" વાધજો–મંગળ!

પ્રભુ તુજ "વાણીઅમૃતમાં"
સફળતા રાખજો–મંગળ!

"કેલેન્ડર" જીંદગીનાથી
સુબુદ્ધિ વાધજો–મંગળ!

વસો ભાવસાર દિલમાં દિન
ભીખાજી માગજો–મંગળ!

ચલાવી "જીવનની નૌકા"
વિભુજી વ્યાપજો–મંગળ!

# વિભુ પ્રાર્થના.



સૂતો થો ફર્જ હું ભૂલી, પ્રભુજી! કૈંક જાગ્યો છું;
ભલો! ભુંડો! અધૂરો હું, ચરણમાં સ્થાન માગું છું.

જન્મ
મુમ્બાપુરી.

નિવાસસ્થાન
વોરા બજાર,
કોટ, ઘર નં. ૨૬૦.

। ॐ भर्गो देवस्य धी महि ।

# જીવન-નૌકા.

## મંગળ યાચના.

ભાવે પ્રભુજી! કેહોને? અંધકાર ક્યારે હરશો?
વહેતીથી જ્ઞાન ધારા! અમ નાથ! ક્યારે ભરશો?
સાગર સ્નેહનોખૂટયો! સત્કર્મ કાણ્ડ તો તુટયો;
રવિ ધર્મ પાયો ડગતો, હરિ! સ્થિર ક્યારે કરશો?
જ્ઞાતિની સંભાળ લેવા, ખળ દળ ને દણ્ડ દેવા;
તિમિર તાપ જગના હરવા, વિભુ! ન્યાય ક્યારે છણશો?
અભિનંદ આશિષ દઇને, તમ બાળ હૃદયે વસીને;
ભિરૂ પ્રમાદ આથડતા, સત્ જ્ઞાન ક્યારે દેશો?
નંમી દીન ભીખાજી યાચે, સુબુદ્ધિ આપો ઉલ્લાસે;
દયાળુ ઇશ! કહોને! અવતાર ક્યારે ધરશો?



હા! પ્રભુ! પ્રભુ!! ત્હારી વિશ્વલીલા અગમ્ય છે! રાયને રંક અને રંકને રાય પલકમાં બનાવી દે છે. ત્હારા ગુણોનું વર્ણન કરવા કોણ સમર્થ છે? ઓ કૃપાનિધાન! જેમ પ્રલયકાળે સમુદ્રનું પાણી ખસી જયે, રત્નનો ભંડાર કોઈથી કળી શકાય નહિ, આકાશે રહેલા તારાઓનું કોઇથી વર્ણન કરી શકાય નહિ, તેમ તમારા અનંત ગુણોનું કથન મ્હારા જેવા અલ્પમતિ ભાગ્યહીન પામર પ્રાણીથી તે શબ્દોમાં કેમ વર્ણવી શકાય? ઓ! પરદુઃખભંજન! કૃપાનિધાન! આવા દુઃખમય સંસારના અસ્થિર વૈભવોમાંથી હું ક્યારે છુટીશ? અહા! કર્મની ગતિ વિચિત્ર છે! ભૂત, વર્તમાન. અને ભવિષ્યના, જન્મનું નખ્ખોદ વાળનાર, ઓ ઘાતકી હૃદયના ક્રુર કર્મ! શું તને મારા જેવા શતકોટી દોષોના અંધકારમાં ઘેરાએલા પામર જીવોનો ઉદ્ધાર કરવા જરા પણ દયા નથી? અહા! પ્રભુ! પ્રભુ!! હું તને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી વારંવાર યાચના કરૂં છું, કે તું સર્વની સંભાળ લે?

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ એવો છે?
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે!

કસ્તુરી જીવન દે છે! સોમલ મૃત્યુશૈયા પર ઝુકાવે છે! આમ્ર ફળ અમીની ગરજ સારે છે. બાવળની શૂળો દેહને દમાવે છે. "જ્ઞાનસાગર" આત્માને જાગૃત કરી અજ્ઞાન હૃદયને અધોગતિ પર લઇ જતાં તેના ચૂરેચૂરા કરી નાખે છે. અહા ખરૂં છે! સૂર્યના ઉદય પછી અંધકાર દૂર કેમ ન થાય? કર્તવ્ય નૌકામાં આરૂઢ થયા પછી કયો મનુષ્ય સામે પાર ન જ જઇ શકે? તેમજ બન્યું! પ્રકાશ પડયો! ખડખડાટ સંભળાયો! વ્હાલા વત્સ! ઉભો રહે! ઉભો રહે! સાંભળ! ખરેખર! વ્હાલા! વાંચનાર બંધુ! આવા વિચાર વમળની મારી મૂર્ખતા પરતને એ ઘડી હસવું તો આવશે, પણ ધીરજ ધર. દૈવગતિ વિચિત્ર છે! નવિન વર્ષનું પાછું પ્રભાત ઉગ્યું! કલ્પનાએ સારી સૃષ્ટિ સરજી! અંધકારમાં

પ્રકાશ પાડયો! હરદ્વારના અરણ્યવાસી બ્રહ્મવિદ્ યોગીની કૃપાદષ્ટિ મારા પર પડી! તારૂં કલ્યાણ થાઓ, તારી ઈચ્છા પૂર્ણ થાઓ!

સરોવર તરૂવર સંતજન, ચોથા બરસત મેહ;
પરમારથકે કારણે, એ ચારે ધરી હે દેહ.

અહા! પ્રભુ! પ્રભુ! કેવો ઉપકાર! આપને મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ છે! હે ભગવાન! આપ જેવા યોગીઓનાં ચરણ કમળ સેવવાથી મારા જેવા અંધકારમાં અથડાતા જીવોનાં ત્રિવિધ દુઃખોનો નાશ થઈ અખંડાનંદની પ્રાપ્તિ થાય છે, એવું મેં અનેક વાર સાંભળ્યું છે. તે આપ પૂર્ણપણે દયા કરી સમજાવવા કૃપા કરશો? કે જે હું તે કોણ? સંસાર તે શું? મનુષ્યજન્મ તે શાને માટે? અને ખરૂં સુખ તે શું?

અખંડાનંદ—પ્રસન્ન હૃદયે અમૃત દૃષ્ટિ ફેંકી એઓશ્રી બોલ્યા હે વત્સ! તારૂં કલ્યાણ થાઓ! તારૂં ભદ્ર થાઓ! તેં જે ગૂઢ પ્રશ્ન કર્યો છે તે ધ્યાન દઈ યત્ન પૂર્વક સાંભળઃ-

સદા ભવાની સહાય થા, સન્મુખ રહો ગણેશ;
પંચ દેવ રક્ષા કરો, બ્રહ્મા વિષ્ણુ મહેશ.

વ્હાલા વત્સ! સંસાર એ મનોકલ્પિત અવિદ્યાના અંધકારથી ઘેરાએલો કુંભ છે. એ કુંભના લોભના વૈભવમાં ઘેરાએલાં મનુષ્યો પોતે પોતાના ખરા કર્તવ્યને ભુલી અનેક જન્મ કાળના ઝેરી દાંતોમાં ભચડાયાં કરે છે. તેની તને જરા પણ ખબર છે કે નહિ?

દેહવર્મા—ગુરૂજી! શું આપે કહ્યું તે સત્ય છે? આહા ગુરૂજી! ગુરૂજી! જો એમજ હોય તો સાંસારિક વૈભવોમાં રચ્યાં પચ્યાં રહેલાં લોકો આનંદ લઇ સુખ માને છે તે બધું શું ખોટું છે?

અખંડાનંદ—હા વત્સ! એ સર્વ ખોટુંજ છે! એકવાર નહિ પણ લાખો વાર ખોટુંજ છે. જો તું એમ માનતો હો કે સ્ત્રી પુત્રાદિ ધન વિગેરે વૈભવ સુખજ આપવાના હોય તો એ બધું નષ્ટ થયે દુઃખો કેમ થાય છે? એ વિષે તને પોતાને સંસારનો જરા પણ અનુભવ થયો છે કે નહિ તેનો કંઈક વિચાર કર!

દેહવર્મા—અહા! ગુરૂદેવ! મેં આ તમાસાનો પુરતો વિચાર તો કર્યો નથી. પરંતુ ઉપર ટપકે જોવાથી ખાત્રી થાય છે કે ધન સ્ત્રી પુત્રાદિ અધિક વૈભવો હોય તો જગતમાં પૂર્ણ સુખ કેમ ન ભોગવી શકાય?

અખંડાનંદ—વત્સ! ખરૂં છે! ધન્ય છે, તું તો વગર વિચાર્યે એવા અસ્થિર સુખોમાંજ આનંદ કેમ માની ન લે છે!

દેહવર્મા—ઋષિજી! ત્યારે શું આ બધું અસ્થિર છે? જો એમજ હોય તો આ સંસારની સર્વ ઉપાધીઓનો ત્યાગ કરી અતીત કે સન્યાસી થઇ અરણ્યમાં રહેવું વધારે સારૂં છે કે નહિ?

અખંડાનંદ—ના! ના! તેમ નથી. અતીત કે સન્યાસી થવા કહે છે તે તો તું જન્મથીજ છે. અતીત કે સન્યાસી થવાનું હોય તો પરમ વૈરાગ્યવાન કર્તવ્યપરાયણ વસિષ્ટ, જનક, ચુડાલા, શિખિધ્વજ, શ્રીરામ, શ્રીકૃષ્ણચંદ્ર જેઓએ સંસારમાં રહી પૂર્ણ પુરૂષપણાનો પરમ આનંદ લીધો છે. તે તારી જાણમાં કેમ ન હોય?

સંસારમાં સરસ્યો રહે, ને મન મારી પાસ;<br>
શુભ કાર્ય જગમાં જે કરે, તે જાણ મારો દાસ.

દેહવર્મા—યોગેશ્વર! આપ કહો છો કે સંસાર દુઃખનો ઝેરી સાગર છે, અને હવે કહો છો કે સંસારમાં રહી પૂર્ણ પુરૂષ પરમાનંદને મેળવી શકાય છે. એ વાત તો બળતી આગમાં પડી અગ્નિથી બચી જવું અને અંધકારનાં ગોથે ચડી જવા જેવું લાગે છે.

અખંડાનંદ—બચ્ચા! તું કેવો ભોળો? સંસાર એ આપણી જીવન મુસાફરીના ધર્મનું ઉત્તમ ક્ષેત્ર છે. એ ક્ષેત્રમાં વિચરતાં નાના પ્રકારની કસોટીઓમાં પસાર થઇ પોતાના સ્વરૂપને મેળવી લેવાનેજ મનુષ્યનો જન્મ છે. શ્રીકૃષ્ણજીએ સ્પષ્ટ કહ્યું છે કે બુદ્ધિ પૂર્વક કામના રહિત શુભ કર્તવ્યથીજ પરમ મોક્ષ એવા મારા ધામને મેળવી શકાય છે. તે તું કયાં નથી જાણતો?

દેહવર્મા—અહા! આતો ભારે થઇ! શુભકર્મ તે વળી શું?

ધર્મ એટલે શું? અને તે વળી કેવો હશે?

અખંડાનંદ—અરેરે! એટલું પણ તું ન સમજ્યો? કે જે મૂળ ધર્મના મહાનુભાવ આત્માઓએ યોગબળે કે ધ્યાનધારણા બળે જે અજ્ઞાન જીવોનાં કલ્યાણને અર્થે નિશ્ચય નિયમ ને કર્મ વિધાન દેખાડયાં હોય તેનું પાલન તેનુંજ નામ ધર્મ.

દેહુવર્મા—ત્યારે એવા ધર્મ કર્મના અનેક ભેદ શું કરવા હોવા જોઇએ? સર્વ કાળ સર્વ સ્થળે એકજ ધર્મ કેમ ન હોય?

અખંડાનંદ—એતો અજ્ઞાનતાએ માની લીધેલા કલ્યાણની બુદ્ધિએ આડંબરી ઘેલછાઇ કે કીર્તિના લોભે અનેક ભેદ થયા છે. સર્વ લોકનો સર્વ કાળને માટે નિત્ય ધર્મ તો એકજ હોય છે.

દેહુવર્મા—એ ધર્મ જીવનના કલ્યાણને અર્થે છે, પણ તે મરણ પહેલાના કે પછીના કલ્યાણ અર્થે છે?

અખંડાનંદ—ધર્મ તો ત્રણે કાળનું શ્રેય કરે છે. એક અનાદ્યંત, અપ્રાકૃત, અચંચળ, સઘન, નિત્ય, સર્વવ્યાપી, સૂક્ષ્મ, શાંત, તેજસ્, આનંદરૂપ, નિરાકાર, એ બધું ફક્ત શુભ કર્તવ્યના આત્મજ્ઞાનથીજ સમજાય છે. સત્યસ્વરૂપ, સર્વ જગતસ્વરૂપ, પરમાત્મસ્વરૂપ, જ્ઞાનતત્વ જ સર્વ કાળે શ્રેષ્ટ છે?

દેહુવર્મા—ખરેખર! અદ્ભુત ગ્રહણસ્વરૂપ છે. એમાં પ્રવેશ અમારા જેવાથી કેમ થઇ શકાય?

અખંડાનંદ—હે વત્સ! તું હજુ ન સમજ્યો? આ જગત્ અનેક કૃત્રિમ કાર્યોથી ભરેલું છે. ડગલે ને પગલે સ્વાર્થબુદ્ધિજ મનુષ્યના ઉત્તમ માર્ગમાં આડખીલી નાખે છે. એ મનસ્વી બુદ્ધિનો નાશ કરે છે. સ્વાર્થ એ પાયમાલીનું ચિહ્ન છે. સ્વાર્થબુદ્ધિની આગેવાનીથી પોતાનીજ બેસવાની ડાળી પોતાનુંજ ઘર કાપે છે. એવા વૈભવના અભિમાન વડે મૂઢ બુદ્ધિવાળો પોતે પોતાના કર્મને ભુલી સંસારના ભારને વહન કરે છે. જેમ પોતા પાસે રહેલી અમોઘ કસ્તુરી હોવા છતાં મૃગ ભટકી ભટકી પોતાનો પ્રાણ જાણી જોઈ

અર્પણ કરે છે, તેમ તું શા માટે તારૂં જીવન નીર્થક ખોવે છે? તારે તો મન પવિત્ર રાખી શુભ કર્મજ કર્યે જવાનું છે!

દેહવર્મા—અહાહા! ગુરૂવર્ય! મે સાંભળ્યું છે કે તીર્થ વ્રત કે યાત્રાથી બુદ્ધિ પવિત્ર થઈ મન શુદ્ધ થાય છે, ત્યારેજ પશુવત્ ફરનારો મનુષ્ય પુરૂષપણાને મેળવી પરમ ધામ એવા મોક્ષ પદને પ્રામે છે તે મૂકી શુભ કર્મની ખટપટ તે વળી કોણ કરે?

અખંડાનંદ—બચ્ચા! બુદ્ધિ પવિત્ર થઇ મન શુદ્ધ તો ફક્ત શાસ્ત્રનું શ્રવણ, મનન, અને વર્તનથીજ થાય છે. અનાત્મ વસ્તુથી થઈ શકે એવા તીર્થ વ્રત કે યાત્રા કરતાં જ્ઞાનયજ્ઞ અતિ ઉત્તમ છે. સર્વ કામનાઓનો જ્ઞાનમાં અંતર્ભાવ થાય છે. એ વિષે શ્રીકૃષ્ણે ઓધવજી પ્રત્યે કહેલું છે કે ખરો ધર્મ ભૂલી ભૂતપતિઓનું યજન કરી આ જગતમાં અનેક જનો અનેક જન્મો અથડાયાં કરે છે.

દેહવર્મા—ખરેખર! ગુરૂજી! વર્તમાનમાં લોકોની કે મ્હારી ધર્મ બુદ્ધિ નથી તેનું શું કારણ? તે પાછી આવશે કે નહિ? ને તે શી રીતે પાછી મેળવી શકાશે?

અખંડાનંદ—તેના ઉપાય ચાલેજ છે. જો અભિમાનરહિત આસ્થા રાખી શુભ કર્મ કરતાં, ધીરજ ધરતાં, ને દેહને કષ્ટ દેતાં, અસત્યને ટાળી સત્ય સ્થાપન કરાય તો ધર્મ પ્રકાશ્યો અને આપણું જીવન સાફલ્ય થયું કેમ ન ગણાય?

દેહવર્મા—ત્યારે શું આ કર્મભૂમિમાં શુભ કાર્ય સિવાય મનુષ્ય મનુષ્યપણાને ન જ મેળવે?

અખંડાનંદ—હા! વત્સ! હા! શુભ કાર્ય સિવાય દેહની ગતિજ નથી. એ ગતિ મેળવવા વિચાર, વર્તન, ને અનુભવની, મહાન જરૂર છે. એથી બહિર્મુખ થએલા મનુષ્ય અને શ્વાનમાં જરાએ ફેર હોતો નથી. કેમ કે એ બન્ને પંચ મહાભૂતોનાજ બનેલા છે. તો પછી અનેક જન્મ ભટકી દયાળુ પ્રભુએ ઉત્તમ એવો જે મનુષ્ય જન્મ તે શા માટે આપ્યો? કેમ પશુજ ન રાખ્યા?

દેહવર્મા—આ બધું આપ શું કહો છો તે હું બીલકુલ સમજી શકતો નથી. ખરેખર! જ્યાં સુધી શાસ્ત્ર શ્રુતિ સ્મૃતિઓના વેગને મારી શિથિલ બુદ્ધિમાં આપ ન રોપો ત્યાં સુધી આ બધું હું કેમ સત્ય માની શકીશ?

અખંડાનંદ—ત્યારે આ બધું શું છે? એક તત્વની સત્તાએ અનેક સંકલ્પ દેવતા ઉત્પન્ન થાય છે. આત્મ-ઇશ્વર-સાક્ષી-સ્વયં-પ્રકાશ-પોતાને પોતેજ જાણનાર જેને કોઇ પણ વિશેષણ અપાતું નથી. એવું જે પરમ કારણ જગતનું જ્ઞાનતત્વજ જે મનુષ્ય સર્વ ભૂતોના આત્મારૂપ એકરૂપ એ ત્રણમાં ભેદ જોતો નથી તેજ શાંતિ એવા પરમ મોક્ષને મેળવે છે.

દેહવર્મા—પરમેશ્વરની પ્રાપ્તિને અર્થે કયાં કયાં સાધને અને કયા કયા આચારો પાળવાના હોય છે?

અખંડાનંદ—વિચાર, વર્તન, ને અનુભવ, એ ત્રણેનું સત્વ તે વિશ્વાસ, શ્રદ્ધા, ભાવ, અને પ્રેમ એ વિના ગમે તેવું જ્ઞાન નિષ્ફળ છે.

દેહવર્મા—વેદોક્ત ધર્મમાં આચાર વિચાર તે વળી શું?

અખંડાનંદ—વેદની મર્યાદામાં રહી સત્પુરૂષો જે જે ઉત્તમ માર્ગે પરંપરાથી ધર્મ કર્મ પાળતા આવેલા તેને આચાર માનવો એજ પોતાની ઉત્તમ ફરજ છે અને મનુષ્ય માત્રનો ખરો ધર્મ છે.

દેહવર્મા—ત્યારે હવે આવાં કાર્યમાં પ્રભુની દયા મેળવ્યા સિવાય કોઇનો પણ આરો નથી?

અખંડાનંદ—ખરૂં છે. પ્રભુ! પ્રભુ! મારા પર દયા કરો! મને સંસારચક્રથી મુક્ત કરો! એવી પ્રાર્થના કરનારે પ્રથમ પોતાના હૃદયભૌમ આત્માને પૂછવું જોઇશે કે મેં મારી શુદ્ધ ઉદારતાથી કેટલાં મનુષ્યો પર દયા ચલાવી? અને કેટલાંનું ભલું કર્યું? આહા! શરીરબળ લક્ષ્મીબળ કે સત્તાબળ મેળવવું મુશ્કેલ નથી, પણ વધારે મુશ્કેલ તો ઉદાર આત્મબળનાં અનેક શુભ કાર્યો કરવાથીજ

એક દિવસ આપોઆપ મનુષ્ય પોતાના સ્વરૂપને મેળવી લે છે!

દેહવર્મા—ત્યારે તો ધર્મધારા આચાર વિચાર વર્ણાશ્રમાદિક પાળવાં કે નહિ?

અખંડાનંદ—હા! દેહનું અભિમાન હોય ત્યાં લગી અવશ્ય પાળવાંજ જોઇએ. એ વિષે કહ્યું છે કે હે ઓધવ! ખોટા આડંબરના સ્વાર્થની દુષ્ટ બુદ્ધિની સિદ્ધિ માટે પ્રવૃત્તિઓનું સંકોચ કરી શાસ્ત્રોમાં નિવૃત્તિનો પુરૂષાર્થ પ્રાપ્ત કરવા માટે વર્ણાશ્રમાદિ નામ-કલ્પેલાં છે. નહિ કે **परोपदेशे पांडित्यं** દર્શાવનારો મનુષ્ય પોતાના કાદવ વાળા હાથ વડે બીજાનું મુખ લુછી શકે?

દેહવર્મા—ગુરૂજી! આપે કહ્યું તે ઠીક, પરંતુ મહા ભયંકર એવું જે ચારે દિશાએ ભટકતું મન તેના વેગને કેવી રીતે જીતી શકાય?એ તો વિષયોની ઇચ્છા કર્યા વગર રહેતુંજ નથી તેનું કેમ?

અખંડાનંદ—ખરૂં છે. એ મન અહંકારને આધીન છે. સ્વપ્ન જેમ બુદ્ધિથી કલ્પી શકાય છે તેમજ શોક, હર્ષ, ભય, મોહ, ક્રોધ લોભ સુખ દુઃખ મદ દેહના ખોટા આડંબરી અભિમાનથીજ કલ્પી શકાય છે. એ અભિમાન નષ્ટ થયે પોતાના સ્વરૂપમાં એમાનું કાંઈ પણ નથી. એતો મનરૂપી દેહના આડંબરી વિકારનો કચરો છે.

દેહવર્મા—અહા! ગુરૂજી! ગુરૂજી! આ તો "ભાવતું હતું ને આપે કહ્યું." હવે મારે કરવાનું કાંઇ નહિ કે શું?

અખંડાનંદ—વાહ રે ચાતુર્યધારી! કરવાનું કેમ નહિ! જ્યાં સુધી દેહનો કચરો અજ્ઞાનતાના અંધકારમાં ભોગ ઇચ્છાની પ્રવૃત્તિઓનો નાશ ન થાય ત્યાં સુધી નીતિજ્ઞ, શાસ્ત્રજ્ઞ, અને શુભ ધર્મનું સત્ય આચરણ કરવુંજ પડશે. શ્રી કૃષ્ણજીએ ગીતામાં ખુલ્લું કહ્યું છે કે મારા માર્ગના શુભ કાર્યથી નિર્બળ મનુષ્યને દુનીયામાં જીવવાનો અધિકાર નથી? એથી વિરૂદ્ધ ક્રૂર અધર્મી પોતાના ખરા માર્ગને ભૂલી ધર્મ કર્મને વેચી ખાનાર પાપી મનુષ્યોને હું જન્મ મરણ જેવાં ઘાતકી દુઃખરૂપ પશુ યોનિમાંજ સડાવ્યાં કરૂં છું.

દેહવર્મા—અહા! આપે કહ્યું તે બધું શી રીતે પાળી શકાય? એ તો પ્રાણાયામાદિક કે સમાધિમાં સ્થીર થયા સિવાય કેમે કોઇનો પણ છુટકો થાય તેમ નથી?

અખંડાનંદ—તું સમજ્યો નહિ. સમાધિ અદ્વૈત સિદ્ધાંતમાં જણાતી નથી. તેમ અદ્વૈતમાં ત્રિપુટી ન હોવાથી જો દ્વૈત હોય તો સમાધિ કરનાર અને સમાધિ કરવાની વસ્તુ જુદી છેજ નહિ. શ્રુતિઓનું પ્રમાણ છે કેઃ-

येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् ।
यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ॥

ઉપનિષદ્ આદિઓમાં સ્પષ્ટ જણાવ્યું છે કે જે આત્માએ કરીને આ સર્વ જગત જણાય છે તે પરમાત્માને મળ્યા વગર ઇંદ્રિયો મનસહિત પાછી વળે છે. તે આત્માને શાથી જાણવો?

सत्यं कर्मसुखं नित्यमनित्यं भोगजं स्मृतं ।
नाशात्मकं तु आत्मज्ञानं वेदशास्त्रार्थ चिंतकैः ॥

ચિત્ત અને વિષયો તો જ્ઞાન અગ્નિથીજ બળી ભસ્મ થાય છે? જેમ અગ્નિથી ઉત્પન્ન થએલો કોલસો કોઈ પણ રસાયન કે દુધથી સફેદ થતો નથી, પણ જેમાંથી ઉત્પન્ન થઈ કાળો થયો છે તેજ અગ્નિમાં નાખ્યે પોતાના મૂળસ્વરૂપમાં આવે છે. એ વિષે યોગ-વાસિષ્ઠમાં લખ્યું છે કે સમાધિમાં પ્રવીણ થએલા પરિઘે એક સમયે પોતાના મિત્ર સુન્ધુને પૂછયું કે હે ભાઈ! તમો ચિત્ત અને વિષયાદિકના વૈભવોનો નાશ કરવા સમાધિ જેવું કંઇ કરો છો કે નહિ? સુન્ધુએ ઉત્તર આપ્યો હે ભાઇ! તમે કહો છો એવી ઘડી બે ઘડી કે બે દિવસની ખંડિત સમાધિ હું કરતો નથી. હું તો અખંડિત સમાધિમાં સ્થિર છું. આ જગતમાં મારા આત્મા સિવાય હું બીજુ કાંઇ દેખતો નથી. આ સર્વ બ્રહ્મમયજ છે. ચિત્ત અને વિષયોના વળગેલા ભૂતોનો નાશ કરવા ફક્ત હું તો વૈરાગ્યની અખંડિત સમાધિમાં હંમેશ ફર્યાં કરૂં છું. વિષયોનાં ભૂત વળગી રહે એવી ખંડિત સમાધિ હું કરતો નથી? ધન્ય છે! એવા વૈરાગ્યાત્મા

સુન્ધુનો એવીજ રીતે વિષ્ણુપુરાણુમાં જ્ઞાની કેશીધ્વજ અને ખાંડિક્ય યોગિનો સંવાદ બહુજ ઉત્તમ પ્રકારે વર્ણવ્યો છે તે તપાસી જો.

દેહુવર્મા—ત્યારે પ્રાણાયામ અને સમાધિ વિષે તમે ઉપહાસ્યજ કરો છો શું?

અખંડાનંદ—હા! એ તો શ્રુતિઓજ કહે છે. સર્વ કલ્પનાને પેલે પાર ચૈતન્યસ્વરૂપ પરમાત્માનું અભયદ્વાર તો ફક્ત જ્ઞાનનીજ શુદ્ધ બુદ્ધિ દ્વારાજ તોડી શકાય છે. આદ્યગુરૂ શ્રીમદ્ શંકરાચાર્ય એ વિષે સંતોષકારક ખુલાસો કરતાં કહે છે કે કામના રહિત યોજાયલા જેઓ કેવળ વૈરાગ્યની સ્થિર દૃષ્ટિએ સંપૂર્ણ જગતને બ્રહ્મમય જુએ છે તેજ પોતાના સ્વરૂપને મેળવી શકે છે?

દેહુવર્મા—તમારી વાત સત્ય છે. પરંતુ અહંકારમાં ઘેરાયલા મનની ઇચ્છાઓ ભૂતની માફક દેહને વળગીજ રહે છે તે કેમ છુટી શકે તેમ છે? તો શુભ કર્મ શી રીતે થઇ શકે?

અખંડાનંદ—માનવ ધર્મ શું? મનુષ્યે જન્મ ધરી કરવાનું શું? ભાવિજન્મનું ભાથું કયું? અને મનુષ્ય જન્મ શાને માટે? ન્યાયે વર્તવું. નિસ્પૃહીપણે કાર્યો કરવાં, જગતકર્તા એકજ છે. **आत्मवत् सर्वभूतेषु** ના સત્ય સ્વરૂપને જાણવું. ખરેખર? એ સ્વરૂપ કાંઈ એવી વસ્તુ નથી કે ગાયનું શિંગડું પકડી હું તને દેખાડું કે આ ગાય છે! જેમ લેખકની કલમ લખનારને ન ઓળખતાં હાથની સત્તાથીજ ચાલે છે! તે જડ છે. તે કલમ લખનારને શી રીતે ઓળખી શકે! ઉપનિષદ્ આદિ શ્રુતિઓ દ્વારા મેળવેલા દૃઢ વૈરાગ્યથીજ, નિષ્કામ વૃત્તિએ યોજાયેલા શુભ કાર્યથીજ તુંજ તારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરી લે? એ વિષે કૃષ્ણ પ્રભુએ વારંવાર કહ્યું છે કે હે અર્જુન! સમાધિમાં પ્રવિણ એવા જે સનકાદિક મુનિઓ પણ મારી દુષ્કર માયાનો પાર પામી શક્યા નથી તો હે પાર્થ! તું કામના રહિત નિષ્કામ વૃત્તિથી સત્કાર્ય કર!

દેહુવર્મા—આપે વારંવાર કહ્યું કે તારા સ્વરૂપમાં જાગૃત સુષુપ્તિનાં વિષયો વિગેરે ઇંદ્રજાળનાં ભૂતો છેજ નહિ! એ સ્વરૂપ

તે વળી કેવું? અને તેમાં કરવાનું તે વળી શું?

અખંડાનંદ—યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહ્યું છે કે ભૂતોમાં ઉઠેલો જીવભાવ આ, મારૂં ઘર છે! હું સુખી છું! હું દુઃખી છું! એવી ઉઠેલી નિરર્થક કલ્પનાનો દ્વૈતભાવ જ્ઞાનના વિકરાળ તેજથી બળી ભસ્મ થઇ જીવ પોતાના ખરા સ્વરૂપને મેળવે છે.

દેહુવર્મા—ત્યારે તો સંસાર ચક્રમાં વિચરતા જ્ઞાનીઓના કર્મમાં વિટળાએલો દ્વૈતભાવ સમાધિ શિવાય કેવી રીતે અદ્વૈત પદને મેળવી શકે તેમ છે?

અખંડાનંદ—તું સમજ્યો? વિષયાદિક ઇચ્છાઓ મનને વળગેલા ભૂત છે એમ તું સારી રીતે સમજે છે, તો પછી મનોકલ્પિત કલેશોથી તારા સ્વરૂપમાં શું થનાર છે? પરમજ્ઞાની એવા ઋષ્યશૃંગ, વેદવ્યાસ, યાજ્ઞવલ્કય આદિ અનેક મુનિઓને સંપૂર્ણ જ્ઞાન થયું હતું છતાં સર્વને ઉપદેશ કરવામાં દ્વૈતભાવ છે એમ જાણ્યું હોત તો તત્વજ્ઞાનનો કોઇને પણ ઉપદેશ કરી શકત નહિ; અને સમાધિમાં સ્થિર રહેત. તો તો સમાધિમાં સ્થિર એવા થાંભલા, કબાટ, ઢેકું, ઘડા વિગેરે જડ પદાર્થો अहम् ब्रह्म જ્ઞાની કહેવાતે. અને બ્રહ્મત્વ નષ્ટ થઇ મનુષ્યને જાણવા વિચારવા કે કરવાનું કાંઇ પણ રહેત નહિ! એમાં શું ખોટું?

દેહુવર્મા—કહે છે કે જેને આત્માનું સંપૂર્ણ જ્ઞાન થયુ, હોય, તેવા તો મિષ્ટાન કે વિષ્ટાના લાડુઓ એક સરખા ગણી ગમે તેનો ઉપભોગ કરે, પુત્રી, પુત્રવધૂ, ભગિની, સ્ત્રી આદિમાં એક સરખી રીતે વર્તનારો ખરો જ્ઞાની કહેવાય? તેનું કેમ?

અખંડાનંદ—વત્સ તેં ખરી કહી! વિષ્ટા, મિષ્ટાન, પુત્રી, પુત્રવધૂ, ભગિની, વિષે સ્ત્રીના જેવોજ વ્યહવહાર કરે તેને તું જ્ઞાની સમજે છે કે શું? જો એમજ હોય તો એવા કુતર્કીઓ ધર્માન્ધ, મિથ્યા આત્મ જ્ઞાનિઓની ખોટ પડે તેમ નથી? તેવા તો રસ્તે રસ્તે અને ગલીએ ગલીએ કોઇને પણ મળ્યા વગર રહેશે નહિ! કુતરા,

કુક્કર, ગધેડા એઓમાંજ ઉપલાં લક્ષણો સ્પષ્ટ જોવામાં આવે છે. તેઓને મિષ્ટાનને બદલે વિષ્ટાજ વધારે ભાવે છે. તેઓમાં પુત્રી ભગિની કે સ્ત્રીઓમાં એકજ સરખો વ્યવહાર ચાલે છે. તો પછી જીવે ધરેલા માનવ દેહની ઉત્તમતાનું પ્રયોજન શું?

દેહવર્મા—ઋષિજી આ તો ભારે શંકા ઉત્પન્ન થઇ. **यत्र तत्र आत्मभूतेन पश्यति** એમ શાસ્ત્રો કહે છે. જેને આત્માનો પ્રકાશ થયો હોય તે બ્રાહ્મણ ચાંડાલ ગાય કે હાથી વિગેરેમાં એક બ્રહ્મદૃષ્ટિ કરનારોજ ખરો જ્ઞાની છે?

અખંડાનંદ—હે વત્સ! તું એટલું નથી જાણતો કે મનુષ્ય અન્ન, ફળ, ફુલ, કે મૂળ જ ખાય છે. કોઇ વિષ્ટ કે ઢેકું ખાતા નથી? જો વિષ્ટા કે ઢેકું ખાય તો પછી પશુ કે ચાંડાલમાં ફેર શું?

દેહવર્મા—ત્યારે શું? વિદ્યમાન માનવ ધર્મ ભૂલી કર્મભ્રષ્ટ ને ચાંડાલ કહ્યો કે અંત્યજ જાતીમાં ઉત્પન્ન થએલા ચાંડાલને ચાંડાલ કહ્યો?

અખંડાનંદ—મૃત્યુલોકમાં વિચરતા ઉગ્રશાસન ધર્મરાજે પ્રથમ વિદુર રૂપે, પછી ચાંડાલ રૂપે, અને છેવટ શ્વાન રૂપે રાજા યુધિષ્ઠિરને કેવો ઉપદેશ કર્યો હતો, હે રાજન! સત્ય વડે જ ધર્મ ઉત્પન્ન થાય છે. ધર્મથીજ ન્યાય ફેલાય છે, અને ન્યાય યુક્ત મનુષ્યનું જીવન પરમાત્માને મેળવી શકે છે? પક્ષીઓમાં કાગડો, પશુઓમાં ગધેડો, અને મનુષ્યોમાં માનવધર્મ પર હરતાળ ચોપડનાર, જ્ઞાની મનુષ્યોની નિંદા કરનાર, સત્યમાર્ગ ભૂલી નીતિનું નિકંદન કરનાર, માતા પિતા સ્નેહિ વિગેરેના કરેલા ઉપકારો ભૂલી અધર્મથી ધન ધુતી ખાનાર, **अतिथि देवो भव** આવેલા અતિથિનો સત્કાર કર્યા વગર પોતાના પિંડનેજ પોષનાર સ્વાર્થાંધ ને શાસ્ત્રકારોએ ચાંડાલ કહ્યો છે.

દેહવર્મા—ગુરૂજી! કેળવાયલા કેટલાકો કહે છે અને હું પણ

ધારૂ છું કે હાલમાં જાતિ ભિન્નતાને લીધે આપણે મૂર્ખતા મેળવવા ભાગ્યશાળી થયા છીએ તો તે દુર થયેજ આપણે ખરૂં સુખ મેળવી શકીએ તેમ છે?

અખંડાનંદ—ખરૂ છે. જેઓ સાચા સ્વરૂપમાં સ્થિર છે તેને જાતિભેદ કેવો? તેને ભિન્નતા તે વળી શું? પરંતુ આપણે તો માયીક જગતના મનુષ્ય છીએ. મનના તરંગોમાં ઉછળીએ છીએ. તો આપણે જ્ઞાતિભેદ માનવોજ જોઇએ. જાતિ એ શું? પ્રકૃતિમાંથી ઉત્પન્ન થએલાં સત્ય, રજ, અને તમ્ નામક ત્રિગુણોને જો સત્ય કહીએ તો જાતિભેદ અવશ્ય સત્ય કહેવાશે. એ ત્રણ ગુણની પહેલે પાર જાય, પ્રકૃતિની બહાર જાય, અને માયાની પ્રપંચજાળનું ખરૂં જ્ઞાન થાય ત્યારેજ જાતિ, દેશ, કે કાળનો ભેદ મટી ખરો બ્રહ્મ કહેવાય. બ્રહ્મસ્વરૂપ થવું એ કેવલ છે! બ્રહ્મને જાણવો એ જુદી વાત છે! એવો યત્ન કરે છે કોણ? કોઇક વીરલજ હશે.

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्वतः ॥

શ્રીકૃષ્ણે કહ્યું છે કે હજારો મનુષ્યોમાં એકાદ સિદ્ધિઓનો યત્ન કરે છે. એવા યત્નો કરનારાઓમાંનો એકાદ મારા તત્વને જાણે છે. એવા પુરૂષોની જુદી વાત! તેમને માટે જાતિભેદ નથી. સ્ત્રીપુરૂષનો ભેદ નથી, વસ્તુભેદ નથી. અને જીવજંતુનો પણ ભેદ નથી, તેઓનું જીવન સદૈવ બ્રહ્મમયી સર્વ એકાકાર જ હોય છે?

દેહવર્મા—ત્યારે આપણે જાતિભેદ માનવોજ જોઇએ ખરૂં ને?

અખંડાનંદ—હા અવશ્ય! જાતિભેદ માનવોજ જોઇએ. જો એવો જાતિભેદ ન માનીએ તો ઉત્તમ પ્રકારનાં પકવાનો આપણને મુખપ્રિય કેવાં સ્વાદિષ્ટ લાગે છે? અને હલકી જાતનું અનાજ જમતાં કેમ અરૂચી થાય છે? ઉત્તમ જાતની મીઠી કેરીઓ ખાતાં આનંદ કેવો? અને હલકી જાતની ખાટી કે તુરી કેરીથી મ્હોં કેવું કટાણું

થાય છે? બન્ને જાતિનું મુળ ખાતર અને પ્રકૃતિ એકજ હોય છે, છતાં આપણે એવો ભેદ શા માટે રાખવો? પુષ્પની સુગંધનો અનુભવ થતાં કેવો આનંદ? અને વિષ્ટાને જોતાં તેને પંક્તિ બહાર શા માટે મુકો છો? જાતિભેદ નહિ માનનારાઓને પૂછીશું તો એનો શો ઉત્તર આપશે? ઉત્તર એજ કે પ્રત્યેકના ગુણ ધર્મ જુદા છે. એ ગુણથી બહાર જઈ શકીએ ત્યારે જાતિભેદ માનવો નિરર્થક છે; પરંતુ જેટલો કાળ એ ગુણ ધર્મની મર્યાદામાં રહીએ ત્યાં સુધી જાતિ ગુણ માનવોજ પડશે. એ ગુણના પૂજારી રૂપે જાતિભેદ પાળવોજ પડશે!

દેહુવર્મા—ગુરૂજી! અનેક બુદ્ધિ માનોને વિશ્વાસ છે કે એવા જાતિભેદને લીધેજ ભારતવર્ષનું સત્યાનાશ વળ્યું છે? એ ભેદ ઇશ્વરને પ્રિય નથી? તો આપણને કયાથી પ્રિય હોય?

અખંડાનંદ—ના વત્સ! એવું સમજનારા ભૂલ કરે છે. જો કે મારા ચાર પુત્રો ઉપર મારો સમાન સ્નેહ, સમાન પ્રેમ, સમાન લાગણીથી એ ચારે પુત્રોને વિદ્યાભ્યાસ કરવા મેં વિદ્યાલયમાં મોકલ્યા. તેઓની મેળવેલી વિદ્યાનુસાર કોઇને પહેલા ધોરણમાં. કોઈને બીજા ધોરણમાં. કોઇને ત્રીજા ધોરણમાં. અને કોઈને ચોથા ધોરણમાં. એમ ગુરૂએ પરિક્ષા કરી પ્રવેશ કરાવ્યો. તો તેમની મેળવેલી યોગ્યતાને સ્વાધીન કરી તેને તે તે ધોરણને લાયક ગ્રંથોનું અધ્યયન કરાવવાને વ્યવસ્થા કરે. તેમાં હું તેમનો પિતા હોવાથી મારો કિંવા વિદ્યાલયના અધ્યક્ષનો કાંઇ પણ દોષ થયો છે ખરો કે?

દેહુવર્મા—ના. તેમ બને જ કેમ? જેને જે લાયક હોય તેને તે શ્રેણીમાં રાખવોજ પડે! એમા કોણના કહે તેમ છે?

અખંડાનંદ—એજ પ્રમાણે આપણાં શાસ્ત્રો મેઘગર્જના કરી શું કહે છે? તે સગુણ ઈશ્વર જગન્નાથ દેશ વિદેશ સર્વ મનુષ્યોના સર્વ જીવોના સવ પદાર્થોના હ્રદયમાં નિવાસ કરી તેમનાં

કાર્યક્રમના વિભાગ કરી તેમની લાયકાત પ્રમાણે ધર્મામૃતની ધારા રેડે છે. તે ઇશ્વર સાકાર રૂપે જે સ્થળે, જે સમાજમાં, જે સમયે, જે પ્રકારના, ધર્મનું પ્રયોજન જણાવ્યું તે સમયે તે સમાજમાં ઉત્પન્ન થઇ ધર્મનું સ્થાપન કરેછે?

જગતમાં! ધર્મની પડતી, અધર્મે થાય છે જ્યારે;
નીરાકારી છતાં ભારત! લઉ અવતાર હું ત્યારે.

ખરૂં છે! મનુષ્ય જેવાં ધર્મ કર્મનો અધિકારી હોય તેમાં ઇશ્વરનો દોષ શો? જે તપશ્યા કરે, જે જ્ઞાન ધ્યાન ધરે, જે સત્ય માર્ગે નીતિમય જીવન ગાળે. અને જે મનુષ્ય નહિ કરવાનાં કૃત્રિમ કાર્યો કરી ન્યાયી કુદરતના ધર્મ ધારાઓનું નીકંદન કરે, તે સર્વને શું એકજ પંક્તિમાં ગણીશું? ગ્રીષ્મ, વર્ષા, શીત, આદિ ઋતુઓનો વહેવાર એકજ માર્ગમાં ગણીશું? વાત પિત્ત કફની એકજ જાતની દવા હોય? ખરૂં છે! હાલમાં નિરાકાર દેવના ભક્તનો સુકાળ પડયો છે. નિરાકાર ભક્તિમાં કાંઇ ખર્ચ કે સ્નાન સુતક ધૂપ દીપ ચંદન વિગેરેની કોઇ પણ જાતની ખટપટ હોતી નથી? કારણ દેવ જાતેજ નિર્લેપ છે! તેને આચાર વિચાર ધર્મ ધારા તે વળી શું? આહા! એવું ન હોય તો ઈશ્વરનો પક્ષપાત કહેવાય નહિ. તે દયાળુ પ્રભુએ કરેલી સુંદર વ્યવસ્થા કહેવીજ પડતે. ખરેખર! આત્મોપાસના એ કાંઇ સહેલી વાત નથી! એ સિદ્ધિ થવાને ચલન વિલનમાં તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઇએ. એતો એક અદ્વિતીય આપણો આત્મા. જે સમાજમાં ધર્મની ગ્લાનિ સમજે છે. પ્રયોજન જાણે છે, તે સમયે તે સ્થળે અવતાર રૂપે દર્શન આપે છે! અહા! જેના હૃદયમાં જ્ઞાનસાગરની અખંડ લહેરો ઉછળતી હોય, જેનું હૃદય સંપૂર્ણ વિશ્વને બ્રહ્મ રૂપે જોતું હોય, તેવાને નદી નાળાં કિંવા નહેર ખાડીની શી અગત્ય છે?

દેહવર્મા—ત્યારે તો જ્ઞાતિભેદ માનવોજ જોઈએ કેમ?

અખંડાનંદ—હા! તે કયાં આગળ નહિ માનવો? પાત્રને

દાન કરવામાં, દીનદરીદ્રીની સેવા કરવામાં અધોગતિમાં દ
ચલા જીવોનો ઉદ્ધાર કરતા, શાસ્ત્રનો ઉપદેશ કરતા. પરણ
અધ્યાયન કરાવતા. ભુખ્યાંને અન્ન અને તરસ્યાંને જળ ચ
વખતે જાતિભેદ ન રાખવો. समं सर्वभूतेषु तिष्टंतं परं
સર્વ જીવોમાં પરમેશ્વર એક સરખો રહ્યો છે એમ
છે તેજ ઉંચમાં ઉંચ ગતિને પામે છે. પરમાત્મા
છે કે अहमात्मा गुडाकेश सर्वभूताशय स्थितः । अहमादिश्च म
भूतानामन्त एव च ॥ સઘળા જીવોમાં જે આત્મા છે તે હું
સઘળા જીવોનું મૂળ. મધ્ય. અને અંત હું છું. એથી એ
કહેવાય કે દરેક કોમો સાથે જમવા કે બેટી વહેવાર રા
અલબત્ત વર્ણ વ્યવસ્થા માનવી જોઇએ. જ્ઞાતિબંધન ર
હોવુંજ જોઇએ. પણ જ્યાં દુઃખી દરીદ્રી કે સુપાત્રને દાન ક
છે ત્યાં જાતિભેદ ન જ માનવો. ત્યાં જાતિભેદ માનનારો ચા
માં ચાડાલ કહેવાય છે!

દેહુવર્મા—ત્યારે શાસ્ત્રોમાં નિર્ગુણ પ્રભુની ઉપાસના ક
વારમવાર જાહેર શા માટે કર્યું હશે?

અખંડાનંદ—આ જગતના જીવોને વૈભવની આ
સ્વાર્થનો ભયંકર રોગ વળગેલો છે. એ રોગની જડ કાઢવા ચ
વિચાર, અને વર્તનની જરૂર છે. જેમ ભયંકર રોગીને
જુલાબ. પછી રસાયન. પછી શક્તિની દવા અપાય છે તેવી
જ્ઞાન ધ્યાન અને અનુભવ अहंब्रह्मास्मि ની સાથે तत्वमसि એ
મહિં ગુંથાએલું सर्वं खल्विदंब्रह्म કેમે છુટાં પાડી શકાય તેમ

દેહુવર્મા—અહા! જો વિચાર વિવેક ને વર્તનમાં સવે
સુખ છે ત્યારે આવી ઉત્તમ વર્ણવ્યસ્થાની સ્મૃતિઓનું ન
કોણ વાળે? અને એમ કરવા માતે કયો લાભ ધારે છે?

અખંડાનંદ—જ્ઞાનજ્ઞ! આ પ્રશ્ન બહુ હૃદયભેદક છે. ૯

જાણુતો કે ઘણાં મનુષ્યો વિચારનેત્રથી અંધ છે. ભણ્યા પણ ગણ્યા કાંઇ નહિ ને નામ વિદ્યાવારિધિ! પેટમાં પુંમડાં પાણી નહિ, ઔર મેરા નામ દરિયાવખાં! શુભ કાર્ય પર મીંડું ને વાતોમાં પાંડિત્ય! અરેખર! એવા શાસ્ત્ર સ્મૃતિઓનાં જબરજસ્ત પ્રમાણો હોવા છતાં, ધર્મ કર્મને નહિ માનનારા ખોટા આડંબરી પોતાનું સાંધી પારકાનું નખ્ખોદ વાળવાનું સાહસ કરે તો એમજ મનાશે કે ચક્ષુરોગી પક્ષી દેદીપ્યમાન શાસ્ત્ર શ્રુતિઓમાં કાંઈ ન જોઈ શકયો, તેમાં જ્ઞાન રૂપી સૂર્યનો શું દોષ છે? શાસ્ત્રો કહે છે કે અનેક પ્રાણીઓમાં મનુષ્ય જન્મ મળવો દુર્લભ છે, તેમાં પુરૂષપણું કઠીન છે. તેમાં પણ સ્વરૂપાનંદનો અનુભવ થવો દુર્લભ છે!

દેહવર્મા—શું જાતિભેદ કે માનવધર્મ નહિ માનવાથી ઈશ્વરનો ગુન્હો કર્યો કહેવાશે? ના! ના! એમ બનેજ કેમ?

અખંડાનંદ–હા! કેમ નહિ? કુળદ્રોહી, જાતિદ્રોહી, સમાજદ્રોહી, દેશદ્રોહી, અને કુદરતના પથ્ય ધારાધર્મનું નખ્ખોદ વાળનાર, જગતનો તો શું? પણ ઈશ્વરનો ખરો ગુનેગાર નહિ તો બીજું શું? અરે! એવા! આ લોક અને પરલોકના હિતશત્રુઓનો બહિષ્કાર તો શું પણ સ્પર્શ પણ કોઈએ કરવો નહિ!

દેહવર્મા—શું ત્યારે એવા ધર્મદ્રોહિ સાથે કોઇ પણ જાતનો વ્યવહાર કોઇએ રાખવો નહિ?

અખંડાનંદ—હા શું તું જાણુતો નથી? સંજય, કૃષ્ણ, વિદૂરજીએ અનેક રીતે સમજાવ્યા છતાં મંદબુદ્ધિના હિતશત્રૂ રાજા ધૃતરાષ્ટ્રને એક કુકર્મી દુર્યોધનનો ત્યાગ ન કરતાં, અંધ શ્રદ્ધાના આંધળા રાજાએ આખું કૂળ જ્ઞાતિ અને ભારતવર્ષનું નિકંદન થએલું કોણે નથી સાંભળ્યું? તો પછી એવાનો કેમ ત્યાગ ન કરવો?

દેહવર્મા—શું? એવા એકબેનો ત્યાગ કરવાથી સમાજ કે દેશનો ઉદ્ધાર થઈ શકે ખરો?

અખંડાનંદ—તું જાણ્યા છતાં વધુ શું પૂછે છે! જો એમજ કુદરતનો ઈન્સાફ હોય તો પ્રભુભક્ત કૃષ્ણચંદ્રના વાહન ગરૂડજીને ધાર્મિક દ્રોહ માટે પ્રભુએ શા માટે તેનો બહિષ્કાર કર્યો હતો? પરમાનંદે પહોંચેલા નરસિંહ મેતાને ફરી સંસારયાત્રા દેવ તુલ્ય શા માટે માનવી પડી? વિના પતિ પવિત્ર સતિ નર્મદાને સ્વર્ગ નહીં મળવાથી, ફરી જન્મ લઇ અંધ પતિ કૌશિકનું સ્વામિત્વ કેમ સ્વીકારવું પડયું? ચૌદ વર્ષ વનવાસ ભોગવી અનેક કષ્ટ સહન કરી પાછા ફરેલા શ્રીરામે પ્રભુ પરાયણ વહાલી સતી, જગત્ શિરોમણિ સીતાનો શા માટે ત્યાગ કર્યો હતો? બાર વર્ષ અનેક કષ્ટ સહન કરી દાંભિક ગુરૂનું મેળવેલું જ્ઞાન જગવિખ્યાત ઋષિ યાજ્ઞવલ્કયે શા માટે ઓકી ત્યાગ કર્યો હતો? ખરેખર! એવા મહાન ધર્મ ધુરંધર ધર્મનેતાં જગતને શું શીખવાડે છે? ન્યાયી કુદરતનો માનવધર્મ કે બીજું શું?

દેહવર્મા—આહા! એ તો ભારે થઇ પણ આપે કહ્યું કે મનુષ્ય ધારે તો કેમ પુરૂષ ન બને? શું ત્યારે આપણે પુરૂષ નથી?

અખંડાનંદ—રે પુરૂષ થવું તો દુર્લભ છે, પણ મનુષ્ય બી હાલમાં છે કોણ? નવનવ માસ ઉદરમાં રાખી બાર વર્ષ લાલન પાલન કરનાર આંધળાં માતા પિતાની પુજ્ય ભાવે કાવડ લઈ અનેક તીર્થાટન કરાવનાર શ્રવણ જેવા હાલ આપણામાંથી કેટલા નીકળશે? એક બાણ, એક વચન, એક પત્નિવૃત, ભારતદીપક શ્રીરામ જેવા ધર્મવીર સત્યધારી વીરપુરૂષો હાલ આપણામાંથી કેટલા મળશે? મૃત થએલા એક પતિવૃતનાંત પોષળથી સત્યવાનને પૂર્ણ સજીવન કરાવી સહસ્ત્ર વર્ષોનું આયુષ્ય અપાવનાર સતિ સાવીત્રી જેવી હાલ આપણા ગૃહમાંથી કેટલીકનાં દર્શન થશે? ચાર ચાર દિવસના અતુલભુખથી રિબાતા છતાં મરણતુલ્ય સ્ત્રીપુત્રાદિ અને પોતે ન ખાતા ક્ષુધાતુર અતિથીને તૃપ્ત કરાવનાર એક ખેડુત જેવા ઉદાર બુદ્ધિના હાલ આપણામાંથી કેટલા મળી આવશે? પ્રથમ વહાલાપુત્રનુ પછી પ્રાણ

પ્રિય ભાર્યા અને છેવટ પોતાનું બલિદાન આપનાર સત્યશિરો-મણિ હરિશ્ચંદ્ર જેવા સત્યવીરો હાલ આપણામાંથી કંઈ ભારત ભૂમિને દીપાવે તેમ છે?

દેહવર્મા—ગુરૂદેવ! આપે એ કહ્યું તે સત્ય છે! છતાં હાલના મનુષ્યનું શું ગજું કે એવું અચળ ચારિત્ર ઘડી શકે? એતો બળવાન ઇંદ્રિયોનો સમૂહ બ્રહ્મદેવ કે વીધિએ ઘડેલા શુભ કે અશુભ ફળો ભોગવ્યા સિવાય કોઈ પણ કાળે મિથ્યા થતાંજ નથી! તો પછી ગમે તેવો પુરૂષાર્થ કર્યે હમારા જેવા જીવોનું વળનાર શું? પુરૂષાર્થ કે પ્રારબ્ધ કર્મ તો ભાગ્યનેજ આધીન છે?

અખંડાનંદ—બચ્ચા હવે તું સમજ્યો ખરો! પ્રારબ્ધ એટલે પૂર્વજન્મના યત્નપૂર્વક કરાયેલાં કર્મોજ આ જન્મે ભાગ્ય-રૂપે ફળ આપવા તઇયાર છે. તો તું શા આધારે કહે છે કે ભાગ્ય દૈવને આધિન છે? પ્રારબ્ધનો ઘડનાર તો તું પોતેજ છે? ગુરૂ વસિષ્ઠે કહ્યું છે કે પૂર્વના ફળની ઇચ્છાના વેગને લીધેજ પ્રારબ્ધ રૂપ કર્મજ બીજા જન્મે વિધિ થઈ સુખદુઃખ આપે છે! તો પછી બ્રહ્મદેવને શા માટે દોષિત ગણે છે? તું ઈશ્વર પાસે શા માટે ફરિયાદ કરે છે? તારાં કર્મનેજ તું નમસ્કાર કર.! તારા ભાવિ કે પ્રારબ્ધનો તુંજ કર્તા છે? દેવ આપણાં કર્મ ભોગવતા નથી. એ તો પ્રારબ્ધ અને પૂરૂષાર્થ એ મલ્લોની પેઠે નિરંતર લડ્યા કરે છે. અને તે બન્નેમાં જે બળવાન હોય તેનોજ વિજય થાય છે. એ તો બુદ્ધિપૂર્વક જ્ઞાન દૃષ્ટિએ યોજાએલાં શુભકાર્યોના ઉદ્યોગથીજ મનુષ્ય પુરૂષ બની શકે છે?

દેહવર્મા—ત્યારે શું પુરૂષાર્થજ શ્રેષ્ઠ માનીશું? એમાં દૈવનો કાંઇ પણ દોષ છેજ નહિ.?

અખડાનંદ—હા! પુરૂષાર્થજ આખા સ્વર્ગને ડોલાવી દે છે! અને નરનો નારાયણ પણ થઇ શકે છે. એતો **यतो धर्म स्ततो जयः** જેવી જેની મતિ તેવી ગતિ, જેવાં કર્મ તેવું ફળ. હે ધર્મવીર પાર્થ!

જો કે પૂર્વ જન્મનાં કર્મોથી આવી મળેલાં દેવોને દુર્લભ એવો જે આ જન્મ તેમાં યત્નપૂર્વક શુભકાર્યોમાં પ્રવૃત્ત રહી મનમાં રહેલી સર્વ કામનાઓ ભાગ્યને સોંપી દૃઢ વૈરાગ્યની હોડીએ આ દુઃખરૂપ અસ્થિર સંસારને તરી જા? જો કે ત્રણે લોકમાં કોઇ પણ પ્રાણી કર્મ કર્યા વગર રહી શકતોજ નથી? જેઓ પ્રારબ્ધ કે દૈવ ઉપર આધારજ રાખી પૂર્વ જન્મના તુચ્છ કર્મોને આ જન્મનાં શુભ વર્તનથી તોડી નાખતો નથી! તે મુર્ખ માણસ પ્રમાદ એવા નર્કનો જન્મોજન્મ અધિકાર ભોગવે છે. જો ત્રિલોકમાં પ્રાણીઓને માટે ખટપટ કરનાર દેવજ હોય, કે પ્રારબ્ધ હોય, તો સઘળાં પ્રાણીઓએ શુન્ય થઈ શુઇજ રહેવું જોઇએ? અહા! જો દેવજ ભાગ્યનોજ કર્તા હોય તો માણસને કોઇ પણ ક્રિયા કરવાનું કે જાણવાનું શું પ્રયોજન છે? ખરેખર! દૈવ કાંઇ વિદ્યમાન નથી! દૈવ કાંઇ ભોગવતું નથી! દૈવ કાંઇ કરતું નથી! અને પંડિત લોકો દૈવને દોષ આપતા નથી! એ તો અંધકારથી ઘેરાયલા જીવોજ દૈવ, નસીબ, ભાગ્ય, તગદીર, કિસ્મત આદિ નિર્બળતાના વૃથા આડંબરી ઉચ્ચારણ કરી કપાળે હાથ શાને માટે મુકતા હશે! ખરેખર! એવી જ સંસારચક્રની ફરતી વિચિત્ર ગતિને જોઈ અજાયબી સાથે ખેદ કરતાં ભર્તૃહરી વારંવાર કહે છે કે હે ભાઇ! આ સંસારને હલાહલ ઝેરથી ભરેલો કહેવો, કે અમૃતમય સુખ ને આનંદના સરોવરથી ભરેલો કહેવો ? અહા! મોટા કુળમાં જન્મ પામ્યાથી શું! બાપનું પરાક્રમ છોકરાને શું કામનું? બાપ-કમાઇ કેટલો વખત ટકી રહેશે? અહા! જે મનુષ્ય ભાગ્યપ્રીતિ મેળવે છે તે પોતાનાં સકામ કર્મથી સંસાર, અને નિષ્કામ કર્મથી મોક્ષ, મેળવે છે. માટે હે વત્સ! સત્કર્મજ પ્રધાન છે. સ્વાર્થનું ફળ ભાવિ, ને નિઃસ્વાર્થનાં શુભકાર્યનું ફળ મોક્ષ ?

દેહુવર્મા—યતિજી! આપે કહ્યું તે યથાર્થ છે પરંતુ ભવિષ્યના અંધકારમાં ખેંચાયલા જીવને પોતાના ભાવિ જન્મના સાથીને મેળવવા જરાપણ ફુરસદ મેળવી ન શકાય તેનું કેમ?

અખંડાનંદ—ખરૂં છે! ફુરસદ ક્યાંથી હોય? જેની હાક ધરતીને ધ્રુજાવી દેતી, જેના વગર સગા મિત્ર કે જાતન્યાતમાં જરીએ ચાલતું નહોતું, જેને પૂછતા 'હે ભાઈ! જરા ફુરસદ હોય તો મારે આપનું કામ છે" ત્યારે બોલતા કે No time(નો ટાઈમ) મને જરા પણ ફૂરસદ નથી? એવા હુમબીડીચ બાંકા મનુષ્યો પણ કાળના વિક્રાળ મુખમાં ગમે ત્યાંથી ગમે તેવું કામ પડતું મુકી મોતની જાળમાં દબાઇ મરતા કોણ નથી જોતું? ત્યારે ક્યાંથી ફુરસદ મેળવી શકાય છે? અને એવી સદાની ફુરસદ મેળવતાં કેમ કોઇ અને કાવતું નથી?

દેહવર્મા—શું! ભૂત, વર્તમાન, અને ભવિષ્ય. સુધાર્યા સિવાય પોતાના સ્વરૂપને ઓળખી શકાય તેમ નથી?

અખંડાનંદ—હા **स्वधर्मे सत्यगुणे श्रेयः ।** પોતાના ધર્મને જાણનાર, જાણીને પાળનાર, પાળીને વર્તનાર, આ લોક તો શું! પણ પર લોકનું શ્રેય કરી. ઇચ્છા રહિત મોક્ષ એવા પરમ પદને મેળવે છે! મુનિ કપિલદર્શનમાં શું કહે છે? અધિભૌક્તિક, માનસિક, અને પ્રાકૃતિક એ ત્રણે પ્રકારના દુઃખની નિવૃતિઓ માટે જ મનુષ્યનો જન્મ છે? વસિષ્ટજીએ જનકને એ વિશે કહ્યું કે મૂળ ભાવિનો નાશ થયા સિવાય તેજ વસ્તુ જડ ચેતનના સંયોગ વાળી થઇ. પિંડને વિષે આ દેહ હું છું! આ મારો દેહ છે, એમ ધર્મ અધર્મના કર્મને લીધે સ્વપ્નવત્ પ્રપંચમાં જીવ ભમે છે! એ અહંતા મમતા કરનાર જીવ કોણ? હે રાજન! અત્યંત શુદ્ધ મહાન આત્મા છે! તે શુદ્ધ તન અશુદ્ધ કાર્યની અહંતાનું સેવન કરવાથી જ્ઞાની છતાં અજ્ઞાની થઇ અનેક જન્મોમાં ભટકયાં કરે છે. હે સૌમ્ય! આત્મા ઇંદ્રિયોનાં દ્રવ્ય રહિત દેહ વિનાનો સળંગ ભુમા સ્વરૂપ છે. એ જીવ અને જગત બન્નેથી વિલક્ષણ છે. હે નરશ્રેષ્ઠ! તારા પુરોહિત યાજ્ઞવલ્કયે જે ઉપનિષદ્નું કથન કરી અવિનાશી એવા જ્ઞાન યજ્ઞ રૂપી તત્વને ગણેલું છે તેનું તમો ઉપાસન કરી શોક રહિત મોક્ષ સ્વરૂપને મેળવો?

દેહુવર્મા—હે દેવ! તમે મારો ઉપહાસ કરો તે યોગ્ય છે! પણ ભરતજી જેવા અનેક રાજાઓ એ વિશે રાજપાટને વિષ્ટા સમાન ગણી સ્ત્રી પુત્રાદિ ત્યજી વનમાં ગયા છે? અને આપ કહોછો કે જ્ઞાનયજ્ઞજ શ્રેષ્ટ છે? અને જ્ઞાન થયા પછી વનમાં કે રાજ્યમાં રહેવું સરખું જ છે?

અખંડાનંદ—હા! તું કહે છે તે સત્ય છે? જેણે માયાનો ત્યાગ કરવા મોટું સામ્રાજ્ય ત્યજ્યું. સ્ત્રી પુત્રાદિક સર્વને છોડયાં, અન્ન-જળના વૈભવો પર મીડું વાળ્યું. મહા અરણ્યમાં વસી જપતપનાં ઉન્નત માર્ગ તરફ વળવા લાગ્યા. અને તેનું પરિણામ શું આવ્યું? પરમપદની ગતિએ પહોંચેલા ભરતજીના હૃદયમાં દયાની પ્રીતિનાં સ્ફૂરેલાં અંકુરે એક હરણીના બચ્ચા ઉપર ગાઢ સ્નેહ બાંધ્યો તેનું સ્મરણ અંતકાળે રહી જવાથી ફરી બે વાર જન્મ લેવો પડયો તે તું એ કયાં નથી સાભળ્યુ?

દેહુવર્મા—આપે વારંવાર કહ્યું છે કે આત્મા અક્રીય છે, અને જે કર્તા જોઇ તે દુર્મતિ છે. એનાં વિશે ગીતામાં વિભુતિઓનું વર્ણન કરતાં કહ્યું છે કે **सर्व खल्विदं ब्रह्म** સર્વમાં હુંજ છું. ત્યારે કર્તા અને અકર્તા એમાં ખરૂં શું?

અખંડાનંદ—એજ પરમાનંદ પ્રભુના સ્વરૂપની ખુબી છે! તે અવિકારી જન્મરહિત સાક્ષીરૂપે ઈંદ્રિયાદિક અનાત્મ વસ્તુઓનો પ્રવર્તાવનાર ઇશ્વર રૂપે, જગતનું લાલન પાલન કરનાર. બ્રહ્માદિ દેવોનો સ્વામી! અંતર્યામી! શ્રુતિઓએ વારંવાર વર્ણવ્યો છે! તે સર્વમાં રહ્યો છે, છતાં સર્વથી ન્યારો છે!

દેહુવર્મા—એ ઠીક! પણ જે ને સ્વરૂપ જ્ઞાન થયા પછી જે મરણનો ભય રહે છે તે કેવી રીતે નાશ પામે? અને એ વિષે વિદુરજીને ધૃતરાષ્ટ્રે પૂછયું કે મૃત્યુ છે જ નહિ? અને હું તો આ જગતમાં દરેક પળે દરેક વસ્તુનો નાશ જોઉં છું, તે નજરે અનુભવેલી વાત શી રીતે ખોટી માની શકાય? એનુ કાઇક સમજાવા કૃપા કરશો?

અખંડાનંદ—ખરૂં છે! વીદુરજીએ સ્પષ્ટ કહ્યું છે કે હે રાજન્! જ્યાં સુધી દેહનું અભિમાન હોય ત્યાં સુધી જ જન્મ મરણાદિ લક્ષ યોનિમાં ભટકયા કરવું પડે છે. અને જો તું દેહના અભિમાન રહિત શુદ્ધ સ્વરૂપને મેળવે તો આમાંનું તારા વિષે કાંઇપણ નથી? કેવળ તું ભૂમા સ્વરૂપ જ છે? આત્મા અક્રીય છે. જેમ પોતે જાગ્યા સિવાય આવેલું સ્વપ્ન નાશ પામતું નથી? તેમ મોક્ષ રૂપ બ્રહ્મજ્ઞાન થયા સિવાય ત્રિવિધ તાપ દુર થતા નથી? એ વિશે સ્વયંભૂ મનુ સંહિતામાં જગત્ ઉત્પત્તિનું વર્ણન કરતાં કહે છે કે સર્વશક્તિમાન ભૂમા સ્વરૂપ. પરમાત્માની શોભાયમાન મૂર્તિનાં બે ભિન્ન રૂપ પુરૂષ ને પ્રકૃતિના વિભાગ કરી એ મહાન સત્યને વિશેષે સ્પષ્ટ કરવા પિતૃશક્તિ. અને માતૃશક્તિની મૂર્તિ બનાવી! એ મૂર્તિ ઉત્પત્તિ સમયે જીવજગત સ્ત્રી વા પુરૂષના ભેદવાળી નહોતી! વર્તમાન જગતમાં જે જીવો સ્ત્રી અને પુરૂષ જોવામાં આવે છે તે તેમનું આદિ કારણ આદિ પુરૂષમાં ભિન્નભેદ નહોતો! જેમ બીજમાં ડાળ પાન ફુલ ફળ વૃક્ષમય રહે છે, તેમજ એ બન્ને શક્તિનો તેનામાં માત્ર વિકાસ જ હતો? ઋષિ કણાદ દર્શનમાં પ્રકૃતિ અને પુરૂષ એ બે માંથી એકનું પ્રાધાન્ય વધી જતાં સ્ત્રી વા પુરૂષ ઉત્પન્ન થાય છે. મુનિ કપિલ દર્શનમાં પ્રથમ અહંકાર, ને પછી ઇંદ્રિયોની ઉત્પત્તિ કહી છે. એ ઇંદ્રિયોને અનુસરી જીવોને બાહ્ય જ્ઞાન થયું? પ્રત્યેક પરમાણુના અંતરમાં બે વિપરીત શક્તિ એકત્ર નિદ્રિત થઈ રહી છે. એ મિલન ભાંગી પિતૃમાતૃ અંશમાં પ્રજાપતિએ પ્રથ્થક કરી જીવનશક્તિ ઉત્પન્ન કરી છે. તેથીજ એ જીવન અદૃશ્ય કર્મ એ જીવન મૃત્યુનો સહચર મિત્ર! એ જીવન કર્મ નિષ્કામ આદર્શ રહિત જન્મ મરણ નિવારક છે! ઋષિઓ કહે છે કે પ્રાણ અપાન વાયુના મિલનનું નામ શારિરીક મૃત્યુ છે. એ બંને વાયુના કર્મનું અન્ય નામ અહંકાર છે. અહંકારમાંથીજ જન્મ જરા ને પ્રલય થયા કરે છે? જેમ લોખંડનો ગોળો અગ્નિમાં નાખ્યે અગ્નિ રૂપ થઇ લોખંડ છે એમ જાણી શકાતો નથી? તેવીજ રીતે કેવળ આત્મા

દેહના વિકારથી દેહરૂપ જીવન થઇ મરણના ભયથી ખોટો ત્રાશે છે?

દેહવર્મા—ત્યારે એવા મરણ રહિત જગતને તમે કેવું કહો છો?

અખંડાનંદ—મન વાણી નેત્ર શ્રવણાદિક ઇંદ્રિયોથી જાણવામાં આવતું આ દૃસ્ય જગત માયાના અંધકારી મનોમય કલ્પનાએ ઘડયું છે! સ્વપ્ન મનનો વિલાસ છે. તેમજ દૃશ્યમાન જગતના અનેક વૈભવો પરિણામે નાશ પામે છે? માટે આ જગત ભ્રાંતિ રૂપ અત્યંત ચંચળ છે, એમ શાસ્ત્રોમાં અનેક રીતે વર્ણન કર્યું છે. તે સત્ય છે. શ્રુતિ પ્રત્યક્ષ ભુમા સ્વરૂપ છે. એથી વિશેષ વસ્તુ છે જ નહિ. જેમ વસ્ત્ર આદિ કાર્યો તંતુથી જુદાં દેખાતાં નથી, એને પ્રત્યક્ષ જ્ઞાન કહે છે! આ જગત મિથ્યા છે? પણ સત્ય નથી, જે જે પદાર્થો દૃશ્ય થાય છે તે તે પદાર્થો પરિણામે નાશપામે છે. કાળ જેમ દીવાની જ્વાળાઓને ક્ષણે ક્ષણે બદલાવે છે, ઋતુઓ જેમ વૃક્ષોના ફળોની દશાને ફેરવે છે, તેમજ શરીરોની બાળ યુવા ને વૃદ્ધ અવસ્થા નષ્ટ કરે છે, તેમજ બળ કામ અને ચાતુર્ય ક્ષણે ક્ષણે નચાવે છે, તેવું આ જગત ઉત્પન્ન તથા વિનાશ કેમ ન કરે? જે વસ્તુ આદિ કે અંતમાં નથી. તે વર્તમાનમાં કયાંથી હોય? એ તો જ્ઞાન થયા પછી **सर्वं खल्विदं ब्रह्म** સર્વ શક્તિમાન પરમાત્મામાં મલી જાય છે?

દેહવર્મા—અહા! જો પરમાત્મા સિવાય બીજી કોઇપણ વસ્તુ ન હોય તો પછી કાર્ય કારણ ને કર્તા નષ્ટ થઇ કોઇ પણ સાધનની અપેક્ષા વગર સર્વ આત્મા રૂપજ રહે છે! ત્યારે વૃત જપ સ્નાન પૂજા સંધ્યા વંદન ઉપાસના એ સર્વ નકામાં કેમ ન ગણાય?

અખંડાનંદ—હે વત્સ! બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, જીવ. શિવ, આખા વિશ્વનાં દરેક દૈવી આંદોલનોથી વિરાજી વિશ્વની દરેક વિભુતિઓના શુભ કાર્યકર્મની રાહ જુએ છે! શુભકર્મ જ આપણું જીવન છે. શુભકર્મ એજ આપણા મોક્ષનું અચળ ધામ છે? શુભ

કર્મ વિનાનું જીવન નિરર્થક છે? જેમ અરણ્યમાં ઉત્તમ સુવાસિક પુષ્પો ખીલી ત્યાંજ કરમાઈ ખરી પડે છે તેવીજ રીતે શુભ કાર્યના ગૌરવ વિનાનું જીવન મરણ નહિ તો મરણ પથારીએ પડેલી માટી સરીખું કેમ ન કહેવાય ? કાળને કોઈનો ભય હોતો નથી? પરંતુ કાળનો ભય આદસ્ય જગતને છે!

દેહુવર્મા—ગુરૂજી! એવાં કાર્ય તો આપે હમારા માટે કહ્યાં પણ આવાં કાર્યોમાં સ્ત્રીઓનો કાંઇ હક્ક ખરો કે નહિ ?

અખંડાનંદ—કેમ નહિ વત્સ ! સ્ત્રીઓ સારી રીતે જાણે છે ! કે પતિ એજ તેમનો સાકાર ઇશ્વર છે ! સ્ત્રીઓ અલ્પજ્ઞ હોવાથી તેમને અનંત અપાર ઇશ્વરનું જ્ઞાન હોતું નથી? એથી પતિ એજ તેમનું સર્વસ્વ છે? પતિના ચરણમાં રૂપ, યૌવન, સુખ સ્વાસ્થ્ય સમર્પણ કરવું એ જ તેમનો ધર્મ છે! પતિના પુત્ર કન્યા સગાંવ્હાલાં મિત્રો વિગેરેની સેવા, તેમનું પાલન, એજ તેમના જીવનનું સ્વર્ગ છે. એજ સ્ત્રીઓની ફરજ છે? પતિનું સુખ તેજ સ્ત્રીઓનું સુખ છે. પતિનું દુઃખ એજ સ્ત્રીઓનું દુઃખ છે. પતિને માટેજ સ્ત્રીઓનું અસ્તિત્વ છે. પતિનો આનંદ, પતિની શાંતિ, તેજ સ્ત્રીની શાંતિ. પતિનો મોક્ષ એજ સ્ત્રીઓનો મોક્ષ છે ?

દેહુવર્મા—ત્યારે શું? સ્ત્રીઓને દેવદર્શન તીર્થ વૃત્ત કાંઈ પણ કરવાનો અધિકાર નથી, કે પતિ જ સેવા કરે ?

અખંડાનંદ—અહા વત્સ! તું કેમ ભૂલ્યો ? અનેક શાસ્ત્રો મેઘગર્જના કરી શુ કહે છે? સતી સ્ત્રીઓનો ખરો ધર્મ તો પતિસેવા જ છે? પતિ જ દેવ, પતિ જ ગુરૂ, પતિ જ તીર્થ ને પતિ જ દર્શન વૃત્તરૂપ છે. એ સઘળું પોતાના પતિમાં જ છે. પતિની સેવા એ જ પતિની પૂજા છે. અરે એ તો શું પણ પતિ એ જ સતિ સ્ત્રીનું આખું અચળ જીવન છે?

ખરેખર ! એથી વિરૂદ્ધ વર્તનારી કઈ સ્ત્રીએ સ્વર્ગનું સ્વતંત્ર

પદ પ્રાપ્ત કર્યું? એથી વિરૂદ્ધ કયી સ્ત્રીઓએ પતિ વિમુખ રહી પ્રભુનું પરમ પદ મેળવ્યું? એથી વિરૂદ્ધ કઇ સ્ત્રીએ પતિની આજ્ઞાનો અનાદર કરી પોતાનું જ સ્વતંત્ર પદ સાબિત કર્યું? એથી વિરૂદ્ધ કઇ સ્ત્રીઓએ પતિને વન વન રઝળતો મુકી પોતે વૈભવના સુખમાં તલ્લીન થઇ? એથી વિરૂદ્ધ કઈ સ્ત્રીએ પરપુરૂષના આપભોગે પોતાનું જીવન સાફલ્ય ગણ્યું? ખરેખર! એવી પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી થનારી સ્ત્રીઓ હાલ ક્યાં હશે? અને હશે તો તેનાં દર્શન કેમ દુર્લભ ન હોય? અહા! ગમે તેમ હોય પણ હાલ તો ધર્મને નામે ધત્તિંગ પ્રવર્તી રહ્યો છે! એવિ પ્રવૃત્તિઓના ખોતા આડબરોનો નાશ થયા સિવાય ભારતવર્ષનો કોઈ પણ કાળે ઉદ્ધાર થનાર નથી? પ્રથમ તમે શુદ્ધ સદ્દવર્તનશાળી નીતિમય બનો અને પછી જુઓ કે સંસાર, સમાજ, અને જગતમાં સ્વર્ગ છે કે નહિ! અરે એ તો શું? પણ અધર્મના અંધકારમાં અથડાતા લાખો જીવોનો તમે ઉદ્ધાર કરી શકશો?

દેહુવર્મા—યતિજી! આતો ભારે શંકા ઉભી થઇ. આજનો સુધારો તો કહે છે કે સ્ત્રી કેળવણી એજ ભારત વર્ષનો ઉદ્ધાર છે! તેમાં ખોટું શું છે? અને આપે તો પતિ, સેવાને મહાંત કરી?

અખંડાનંદ—વાહરે પાંડિત્ય! જેને તું સુધારો કહે છે તે તો ક્ષુધારૂપ સર્વનું ભક્ષણ કરે છે. એ સુધારાએ તો આપણું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવાનું ક્યારનું એ શરૂ કરી દીધું છે. તે જગતની ધ્યાન બહાર તો નહિ જ હોય! આજની સ્ત્રી કેળવણીને ભલે અક્કલના દોઢ ડાહ્યા પસંદ કરે. તેથી શું? ભારતવર્ષનો ઉદય થાય ખરો કે? સીતાજીએ ચૌદ વર્ષ વનમાં ભટકવા કઈ કૉલેજમાં કઇ જાતની કેળવણી લીધી હતી? પતિના વેચાણે વેચાયેલી સતી તારામતીએ કઇ શાળા કે પાઠશાળાની કેળવણી લીધી હતી? જુગારમાં હરાયેલી સતી દ્રૌપદીએ કઇ વિદ્યાલયની કેળવણીનો આશ્રય લીધો હતો? અર્ધે વસ્ત્રે અઘોર અરણ્યમાં સુતી મુકેલી દમયંતીએ પતિ શોધવા

કઈ મેટ્રીકની પરીક્ષા આપવા આગળ પડી હતી? પોતાના મર્ત્ય પતિને હજારો વર્ષ નું પૂર્ણ જીવન અપાવવા સતી સાવિત્રીએ કઇ યુનીવર્સિટીની પરીક્ષા આપવા કઇ મેડીકલ કૅાલેજ શોધી કાહાડી હતી? અહા! આ બધું શું શીખવે છે? હાલની સ્ત્રી કેળવણી કે સતિધર્મ પતિસેવા?

દેહવર્મા—અહા! યોગેશ્વર આ તો આપના કહેવાથી એમજ દેખાય છે કે પતિ સેવાનાં તપોબલ સિવાય આ દુનીયામાં કોઇ પણ સ્ત્રી નું શ્રેય થાય તેમ નથી?

અખંડાનંદ—હા! હવે તું બરાબર સમજ્યો! એક પુરૂષ કે સ્ત્રીના સાત્વિક બળથી ભ્રષ્ટ થએલા શુંધ્ધાનાં સુધારાનો ફાંકો રાખી ભલે આનંદ લે? પરંતુ પતિસેવા એજ સતિ સ્ત્રીઓનો ખરો ધર્મ છે! સત્યવર્તન એજ પુરૂષનો ખરો ધર્મ છે! એથી વિરૂદ્ધ સુધાના તરસ્યા ભલે સુધામાંજ અથડાયા કરે! પણ જેવું બીજ તેવું જ અનાજ પાકયા સિવાય રહેતું નથી! એ તો ભારત-વર્ષની દિવ્ય ભૂમિની સતિ સ્ત્રીયોજ પતિને પોતાના પ્રાણથી અધિક ઇશ્વર માની સ્વર્ગ મૃત્યુ ને પાતાળ ડોલાવી રહી છે. તેજ સતી સ્ત્રીયોના સતીત્વથી આજની લલનાઓનું ગૌરવ ટકી રહ્યું છે. તે જગતની સ્ત્રીયોકયાં કોઇ તેને ભૂલે તેમ છે?

કયા! કયા! નૈરંગ દિખાતા જમાના?
બહુત યાદ આતા હૈ કૈ પિછલા જમાના?

દેહવર્મા—પૂજ્યવર્ય! એ તો ભારે શંકાદુર થઇ છતાં એવું તે કયું સ્વરૂપ છે જે સર્વશકિતમાન શિવ અને જીવ ન્યારા રૂપમાં પ્રગટ થઇ આદર્શ રહે? તે જીવ કોણ? અને તે શિવ કેવો?

અખંડાનંદ—વત્સ! આ પ્રશ્ન અતિ ગુહ્ય છે! અતિ વિશાળ છે! તે તું પોતેજ છે! તું જાણુછે કે ત્હારા અને મારા વચ્ચે સંવાદ કોણ કરાવે છે? અને એ હોય ન તો બાકી શું રહે?

દેહવર્મા—ગુરૂજી! કેમ શું? એ તો હુ આપની સાથે બોલુ તે?

અખંડાનંદ—ખરૂં કહે! તું તે કોણ ? આ સ્વરૂપની ભેદ ભૂમિનું આમાંથી કાંઇક સમજ્યો ખરો?

દેહવર્મા—હા ? એ તો હું, હું અને મારો જીવ !

અખંડાનંદ—હું એટલે શું ? એમ તને કોણ કહે છે ? કઇ સંજ્ઞાએ તું "હુ" શબ્દની વ્યાખ્યા કરવા માંગે છે ?

દેહવર્મા—પૂજ્ય, આ મહાન ઘટમાળના પ્રત્યક્ષ સ્વરૂપના પ્રશ્નોત્તર સમજવા હું અશકત છું. છતાં કૃપા કરી હું, સ્વરૂપનો સત્યપ્રકાશ સમજાવશો ?

અખંડાનંદ—તું અશક્ત છે! એમ તું શા ઉપરથી જાણે છે.?

દેહવર્મા-અલબત કેમ ન જાણું ? મારી મનોબુદ્ધિ કેટલી છે તે હુ કેમ ન સમજું. ?

અખંડાનંદ—ત્હારી મનોબુદ્ધિ સમજાવવાની ત્હારા હૃદયમાંથી એવિતે કઇ ચીજ પ્રેરણા કરે છે ! તે તું જાણે છે ?

દેહવર્મા—હે મહાનુભાવ ! એ તો મ્હારા દેહમાંથી પ્રગટ થઇ છે એમ હું ખાત્રી આપું છું. ?

અખંડાનંદ-ત્હારા દેહમાં આ પ્રેરણા પ્રગટાવનાર તે કોણ ?

દેહવર્મા—એ તો હું કાંઇ જાણતો નથી? કે કઈ ચીજ મને આમ બોલવાં પ્રેરણા કરે છે ?

અખંડાનંદ—પુનઃ એ જ માર્ગે તું અટકયો ? તું જાણતો નથી એમ તું શા ઉપરથી કહે છે ? તને આ સમજવાથી કયાંથી ગતિ મળે છે. ?

દેહવર્મા—આ ગતિ કંઇ સમજાતી નથી. છતાં આપના

પ્રશ્ન ઉત્તરથી હું કઇ અદ્રશ્ય ચમત્કારના પ્રભાવથી બોલું છું, એમ કહી શકું ખરો !

અખંડાનંદ—બોલવામાં વળી હું જ આવ્યો કે ! ત્યારે હવે કહે ! કહે ! તું તે એવો કોણ ?

દેહવર્મા—હું તે વળી કોણ ? તે તો હું પોતેજ હા ! હવે સમજ્યો. મારા દેહમાં પ્રકાશીત રહેલાં કિરણો આપ સાથે વાતચિત કરાવે તેજ હું ? કેમ ખરૂં કે ?

અખંડાનંદ--ત્યારે કહે ! કહે ! સર્વ શકિતમાન પ્રભુને તેં ઓળખ્યો ? એ અનંતકોટી બ્રહ્માંડમાં જલ સ્થળ વન ઉપવન સર્વત્ર વ્યાપી રહી સર્વના કાર્ય વહેવાર ચલાવી રહ્યો છે. તે દયાળુ પ્રભુ ને તેં જાણ્યો ?

દેહવર્મા--આહા ! ગુરૂવર્ય ! હું પામર તેને કયાંથી જોઇ શકું ? છતાં આપની દિવ્યવાણીના અમીમય પાનથી કાંઇક જાણ્યું ખરૂં. તેનું જ નામ આ આત્મા કેમ ?

અખંડાનંદ--ત્યારે હવે કહે? તે દયાનિધાન! કૃપાસિંધુ, જગત પાળક, પિતા આપણાં પાસેથી શું મેળવવાની ઇચ્છા રાખે છે? આટલે સુધી તું પણ સમજ્યો હોઇશ કે અસાર સંસારના વૈભવમાં ભુલા ભટકેલા પામર જીવોનો સર્વ શકિતમાન શિવ બનાવવા માગે છે. ?

દેહવર્મા--જ્ઞાનમૂર્તિ ! કૃપા કરી કહેશો કે જીવમાંથી શિવ બનાવી તે આપણી પાશે કેવો, લાભ મેળવવા ઇચ્છા રાખે છે ?

અખંડાનંદ--અહા ! તે તો એમજ સિદ્ધ કરી બતાવે છે કે હું ! તે ! તું પોતેજ છે ! છતાં મ્હારા સ્વરૂપથી વિમુખ દર્શાએલો જીવ ભાવ શુભકાર્યના તત્વબળથી મ્હારા સ્વરૂપને મેળવે, જો કે મારાથી વિમુખ પડેલા જીવો દેહના અભિમાન વડે અજ્ઞાનતાના

અંધકારમાં અથડાઈ જયાંનો ત્યાં જઇ પડે છે. જેમ આંધળાં પાસે આરસી મુંગાને સ્વપ્નું, અને બેરા પાસે ગાણું નિરર્થક છે! તેવીજ રીતે જ્ઞાનદીપક પ્રગટયા વિના હ્દયના હુંપદથી મારૂં મારૂં કહી પતંગીયા માફક છતી આંખે અધર્મના દાવાનળમાં પડી અનેક જીવો ભસ્મીભૂત થાય છે! ખરૂતો સત્ય વર્તન એજ પ્રભુતા છે! સત્યતા એજ તેજોમય જ્યોતિ છે! તેને મેળવ્યા સિવાય જીવને શાન્તિ નથી? હે વત્સ! હવે તારૂં મન સ્થિર થયું? તું તે કોણ? તેનું યથાર્થ ભાન થયું? જીવ અને જગતપાલક કરૂણાનીધાન પ્રભૂની તુલના સમજ્યો?

વાતો કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ, તોય ન પોતા હરિને શર્ણ
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મૂરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ.
પાણી દેખી કરે સ્નાન, તુળસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત.
જોજોરે મોટાન બોલ, ઉજડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહી કોદરા ભળ્યા.
ઘેંસ ન થાય ન જાયે ઘાણી, કહે અખો એ વાતો જાણી;
આંધળો સસરો ને સણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ.
કહ્યું કાંઇ ને સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક.
જયાં જોઇએ ત્યાં કુડેકુડ, સામેસામા બેઠાં ઘુડ;
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે.
અમારે હજાર વર્ષ અંધારે ગયાં,તમે આવા ડાહ્યા કયાંથી થયાં?
અખા મોટાની તો એવી જાણ. મૂકી હીરો ઉપાડયો પાણ.
લીલા વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધૂતા ઘણા, ઉપાય કરે કનકકામની તણા.

અખા ગુરૂ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને કુંભાર;
અંગ આળસ ને તપસી થયો; ઘર મેલીને વનમાં ગયો.
કામબાણ ન શકયો જાળવી, રડવડતી એક આણી નવી;
શ્વાન ભસાવે, હીંડે છકયો, અખા હુગ્યો નહીં, ઘર નવ રખ્યો.
ગોરીના થાવા વડભાગ, માતા પાસે આજ્ઞા માગ;
બળધની તે કેમ થાય ગાય, મૂરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા તેમાં ન લેવા દેવા.
સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણાપર ભાવ;
સૌનાં નેત્રો ફુટી ગયાં, ગુરૂ આચારજ કાણા થયા.
શાસ્ત્રતણી છે એકજઆંખ, અખા અનુભવની ઉઘડી નહિ ઝાંખ;
મુંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ.
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ.
જ્ઞાતાનો એવો ઉપદેશ, પંચના ગુરૂ તે સઘળો વેશ;
ઘરઘર મહાત્મ્ય વધારતા ફરે, દામચામના જતનજ કરે.
અખા જ્ઞાતાની ન માને વાત, સાચું કેહેતાં ખીજે સાત.
હરિને કાજે ઘાટજ ઘડે, નિજ સ્વરૂપથી પાછો પડે;
પાણો કહે હું પરવત લહું, એ આશ્ચર્ય તે કેને કહું.
અખાથકી તે બીજો હરી, જેમ પર્વતમાંથી પાણજ ખરી.

અહા! વત્સ! વત્સ! હજુ પણ ત્હારા સ્વરૂપની ભિન્નતા–દૂર ન થઇ હોય તો? પ્રસન્ન વદને જે પ્રશ્ન પૂછવા હોય તે ખુસીથી પૂછ! હું તારા વિચારોનું સમાધાન કરીશ?

દેહવર્મા—ગુરૂવર્ય? પ્રભુ! અત્યારની વિજળીના વેગવાળી વિમાનની જડપે કેલવાયલા, રેસના ઘોડાના સીખરે ચઢેલી દુન્યાંને એવા જુના પુરાણા વિચારો જરા પણ રૂચના નથી? તો પછી એવુ વાસી કુસી મારી કોમનાં અંધારે પડેલુ આ ભોજન કર્યો વિરળો જમે તેમ છે?

અખંડાનંદ—અહા ! વત્સ ! એવું ઉત્તમ જીંદગીને સફલ કરનાર આ અમુલ્ય ભોજન કોઇ જમે યા ન જંમે ? પણ માહરે એટલુ તો કેહવુજ પડશે! કે વિશ્વ આપણે માટે નથી? પણ વિશ્વને માટે આપણે છીએ! ધર્મ આપણે માટે નથી? પણ ધર્મની ફરજ પાલવાને માટે આપને છીએ ! જીવન માટે દેહ નથી! પણ દેહનું અસ્તિત્વ જાળવવા માટેજ જીવન છે ! આપણે માટે ન્યાય નથી ? પણ ન્યાને માટે જ કુદરત આપણી પીથ પાકડી રહિ છે ! અહા ! પ્રભૂ તહમારૂ શ્રેય કરો ! લ્યો હવે વિદાય ! ખરેખર ! વાહાલા વત્સ ! તુ એટલુ તો સમજ્યો હોઈ શકે જ્ઞાન અનંત છે? શાસ્ત્ર ઘણા છે? કાળ સજ્જડ છે? અને આ જીંદગી અલપ છે? કયારે અને કયે વખતે વિજળીના વેગે કડાકા ભેર ઉડીજ તાંવાર લાગ-તથી ? માટે હુશિયારહે જે? જાગૃરહે જે? ઇશ્વરમા કોઈપણ ચીજ દસ્ય નથી! તે દયાળુ પ્રભૂને કારણ કે કાર્ય હોતુજ નથી? એ તો આપણા જેવા ભટકતા પામર જીવોના ઉધારની રાહ જુવે છે? અહા! બોલો! બોલો! વાહાલા વત્સો! બોલો ૐ તત્ સત્ હરિનમઃ?

દેહવર્મા—ઓ પતિત પાવન ગુરૂવર્ય ! આજે મારી જીંદગી કંઇક કૃતાર્થ થઇ ! જેમ સૂર્યનો ઉદય થતાં અંધકાર દૂર થાય ! ચંદ્રમાના કિરણોથી શિતળતા છવાઈ રહે ! પારસમણિના સંગથી લોહ સુવર્ણ બને ! પુષ્પના પમરાટથી દુર્ગંધનો લોપ થાય! તેમ આપના સમાગમથી મારાં દૈવી ચક્ષુઓ કંઇક જાગૃત થયાં? અને તે દૈવી જ્યોતથી હું કંઈક અંશે જગત નિયંતાની લીલા જાણી શકયો ! કાર્ય રહ્યું હે પ્રભુ ! હવે કર્તવ્ય બાકી દયાકરો ! અહા! આપને મારા ડદવંત પ્રમાણે હો ?

બિરાદર વાંચનાર ! સાચું કહે જે હો ? મારા તરફથી દર વર્ષની કલતી આવિને આવી જીવન નૌકાની ભેટોમાથી એ ભૂમા સ્વરૂ-પની ભેદ ભૂમિનો એકે પડદો એ ત્હારે કાજે ઉઘડયો ખરો કે નહિ? જો ! જો ! તપાસી જો ! એ ખોળીયું કપડાં કે વૈભવ ન નિહાળ?

એ તો દેહની અંદર રહેલી સુગંધની કરમાએલી ચેતન કર્તવ્યની કળી કેવી પ્રકાશે છે! જો! જો! જીવન જડ નથી? પણ ચેતનની વિદ્યુત જ્યોતિ છે! જીવન નિદ્રા કે મદિરાનું ઘેન નથી? પણ હૃદયની પરમ જ્યોત ચેતના છે! જીવન ઘડીનું હસવું કે સુખ નથી? પણ અમુલ્ય માનવધર્મનાં સ્વરૂપનો અખંડ આનંદ છે! જો જે ભુલતો નહિ? આપ મુવાં કે ડુબગઈ દુન્યા?

હીરા મુખસે ના કહે, લાખ અમારા નૂર;
પરખન હારા પરખલે, હોય ઝવેરી શૂર;

અહા! ત્યારે હવે વિદાય! ૐ હરિ! હવે સમાપ્ત. અહા! ખરેખર? સ્વરૂપ સમાપ્ત થયું છે કે કદિ એ થશે? પંડિતો ખુટી જશે! શાસ્ત્રો ધોવાઇ જશે! વૈભવો સુકાઇ જશે! વિશ્વ સંસારના ચક્ર જેવું ફરશે. મનુષ્યોનાં હૃદય ચેતનનાં સત્ય વિણ ઝોલાં ખાશે! ત્યારે આ સ્વરૂપ સમાપ્ત થાય તો કોણ જાણે? અહા! એ તો ત્રણે કાળમાં અખંડ સ્વરૂપનું અમૃત વરસાવ્યાજ કરશે? જ્ઞાનીનું જીવન સદા સ્વરૂપમાં અમરજ છે? પ્રભુ! સર્વનું કલ્યાણ કરો! સદા સર્વનું ભદ્ર કરો! હે સૌમ્ય! જીવતો નર ભદ્રા પામશે. મુઆ પછી કાંઈ ન મળે, ચાલો હવે ફરી મળીશું! પ્રભુ સર્વને જાગૃત કરો ક્ષમા! અહા! જોયો એવો હમારો આ કથા વિસ્તાર છે.?

રે! એ પળો! હા! એ પળો! પાછી ફરી ના આવશે!
શુદ્ધ જ્ઞાન થાતાં હૃદયને! નિર્મલ જલે નવરાવશે!
ઓ વ્હાલારે! ઓ બંધુઓ! વાંચી ફરી નિહાળજો.
ભલા ભાવિક પ્રેમથી! નિજ ભેટોને સંભાળજો!

અહા! વેદાંત સાચું હો કે ખોટું હો, શાસ્ત્ર ખોટાં હો કે સાચાં હો! તે હું કાંઈ સમજાવવા માગતો નથી? પરંતુ **अहं ब्रह्मास्मि**ની સાથેજ **तत्वमसि**નું મહાવાકય ગુંથાએલું છે! એ બન્નેમાં જળકી રહેલું **सर्व खल्विदं ब्रह्म**નું મુખ સૂર્યની પાછલ આકાશના

જેવું અખંડ તેજ પ્રગટી રહ્યું છે. એમ અનેક શાસ્ત્રો કહે છે. ખરેખર ! વ્હાલા વાંચનાર ! વૈભવની ફિલસુફીના હૃદયમાં એ અલ્પ ભારત ગોઠવજે! જ્ઞાનની સ્થિર દૃષ્ટિએ કરી નિહાળજે ? એ સર્વમાં સત્ય છે એટલું ત્હને સત્ય લાધશે ! પ્રકાસની ચિણગારીઓ સ્ફુરશે. કદાચ એ તણખલો ભભુકશે? ત્હારા વિચારો વૈભવના વમળમાંથી આવરી લેજે ! ને પછી વિચાર કરી સાતં હૃદયે જો ! કે આ મારી તારી કે માનવધર્મનાં કર્તવ્ય સ્વરૂપની કથા છે !

પ્રિય બંધુઓ! મુજ ગુરૂ કેરા! ઉંદ્દગારની વાણી લખી,
રે ! તે અધુરી છે હજી ! મળશું ફરી કો'દિ વળી;
મુજ ભેટોને આલેખતાં ! જો હૃદયમાં કંઇ વસે નહીં,
રે છે! ભીખાજી અંધકારમાં ! પત્થર ઝવેરી દુનીયાં મહીં.

---

અહો આ શાસ્ત્ર ! અહો ગુરૂ ! અહો જ્ઞાનં ! અહો જ્ઞાન ! અહો સુખ ! ભજસત-ચિત-આનંદ ?

ભજ સદ્-ચિત-આનંદ. ચાલો હવે,



# દૈવિ વાક્ય !

આ દુનિયામાં માત્ર પ્રતાપ શે પાંડીત્યં ! દર્શાવનારો ગમે તેવો મનુષ્ય મોટી મોટી વાતો કરે ! મોટા મોટા સમાજ કે મંડળોનો નાવિક બને ! મોટા મોટા શાસ્ત્રો ઉઠામે, કે મોટી મોટી ડીગ્રીઓ મેળવે તેથી શું ? પોતાના હાથ, સાફ કર્યા શિવાય ખરડાયેલા હાથથી બીજાનું કે પોતાનું મુખ કદીજ લુછી શકનાર નથી ! પ્રથમ પોતે પોતાની ક્ષુધાનો ત્યાગ કરી, શુદ્ધ સદ્વર્તન શાળી નીતિમાન બનો, અને પછી જુઓ કે સંસાર, સમાજ અને જગતમાં, સ્વર્ગ છે કે નહિ ! અરે એ તો શું ! પણ ત્હમે તમારા, ત્રણે કાળનું શ્રેય કરી, અંધકારમાં અથડાતાં અન્ય લાખો, વાચાળ જીવોનો પણ ઉદ્ધાર કરી શકશો !

અમીરી કે ફકીરી ના !
ગમે તે વેષમાં ફરતા !
ભજવજો ! પાઠ પોતાનો !
જગાવી આત્મ જ્યોતિના !